# ત્રિવેદિ વાચનમાળા-
## પાંચમા પુસ્તકની સમજુતી


યોજક:

માસ્તર મગનલાલ કલ્યાણજી દેશાઈ સરભોણવાળા

મુ. શિ. કઠોર ગુ. શાળા



પ્રકાશક-

માસ્તર ઘેલાભાઈ કલ્યાણદાસ—કઠોર





મુદ્રક-બળવંતરાય રતનજી દેસાઈ

મુદ્રણસ્થાન-સમાચાર પ્રી. પ્રેસ, ખપાટીઆ ચકલા-સુરત.

પહેલી આવૃત્તિ પ્રત ૧૦૦૦

સંવત ૧૯૮૦ ઇ. સ. ૧૯૨૪

કીમત ૦-૯-૦

## સૂચના 

છાપવાની ઉતાવળથી ઘણી જગ્યાએ ભૂલો રહી જવા પામી છે. પરંતુ આ બુક માત્ર ભાષાજ્ઞાનમાં વિચારોની વૃદ્ધિ માટેજ હોવાથી લેખનના ઉપયોગમાં લેતા પહેલાં શિક્ષકોએ દુરસ્તી કરાવવા તસ્દી લેવાની છે તે માટે માફી આપશોજી

લી૦ સેવક

માસ્તર મગનલાલ કે. દેશાઇ

# " મુખ્ય વિષયાનુક્રમણિકા "

# આભાર

મારી જીંદગીમાં મેં આ પહેલુંજ સાહસ જાણીબુજીને કરેલું હોવાથી મારા લખાણુને વાંચવા અને ફેલાવો કરવા આપે જે તસ્દી લીધી છે તે માટે આપનો આભાર માનું છું 'જીવતાની માયા છે' તો ઇશ્વરેચ્છા હશે તો.બીજીવાર આવીજ રીતે મળાશે. .પરંતુ મેળાપ આપવાનો આધાર આપના ઉપર રાખી વિરમું છું.

લી૦ સેવક

માસ્તર મગનલાલ કે. દેશાઇ

# "તહીં આ શિર ઝૂકે છે."

## ગઝલ.

જહાં નિજ સ્વાર્થના બધા તૂટ્યા જ્યાં ફકીરી છે,
સ્વીકારી સેવના જેણે તહીં આ શિર ઝૂકે છે.
ચહે જે સાચને દિલથી મરે જે સાચને માટે;
અભય જે વીર સઘળે છે તહિં આ શિર ઝૂકે છે.
ગણેના ખોફ[1] સત્તાનો ગણેના જે સ્તુતિ નિંદા;
ઝૂઝે જે લોકના હિત તહીં આ શિર ઝૂકે છે.
ભભૂકી દીનનાં દુઃખે જીગરમાં હોળીઓ જેને;
મથે એ લ્હાય બુઝવવા તહીં આ શિર ઝૂકે છે.
વિરોધી ને વિપત્તિનાં હજારો બંડની સામે;
સમરમાં[2] કેસરી ગાજે તહીં આ શિર ઝૂકે છે.
ઉઠાવે જુલ્મ ને અન્યાય સામે શિર નિજ હક્કે;
પછી છો ભોગ પણ થાયે તહીં આ શિર ઝૂકે છે.
પ્રજાને દેશની કીર્તિ તણી જેને ખુમારી[3] છે;
ઉજાળે જન્મ ભૂમિને તહીં આ શિર ઝૂકે છે.
ટકાવા ટેક સ્વાભિમાન આપે આહુતિ સહુની;
બિરદ[4] જે મર્દનું ધારે તહીં આ શિર ઝૂકે છે.
ગણ્યું ઘર દેશને જેણે કુટુંબી દેશીઓ માન્યા,
વહાવી પ્રેમની ધારા તહીં આ શિર ઝૂકે છે.
વિભૂતિ[5] દેશને ચરણે ધરી નિષ્કામ ભાવેથી;
કરે કુરબાની[6] જીવનની તહીં આ શિર ઝૂકે છે.

---

૧ ગુસ્સો. ૨ યુદ્ધ. ૩ મનોવિકારની લ્હેર. ૪ પણ, પ્રતિજ્ઞા. ૫ ઐશ્વર્ય. ૬ પ્રભુને નામે કંઇ ભોગ આપવો તે.

# ત્રિવેદી વાચનમાળા

## પાંચમા પુસ્તકની સમજુતી

મુખ પૃષ્ઠ

મુખ–(સં. खन् ઉપરથી) મુખ્ય, આદ્ય, પહેલું, પ્રારંભ, શરૂઆત.

પૃષ્ઠ–(સં. स्पृश ઉપરથી) સપાટી, પીઠ, બાજુ

ત્રિવેદિ–સં.त्रि+वेद+इन्नीચેના 'ત્રિવેદી' જુઓ આ સ્થળે 'इन्'માંના न નો ષષ્ઠીતત્પુરૂષ સમાસ'થી લોપ થયો છે

વેદ–સં. विद ઉપરથી) એ ચાર છે. ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ. ઋગ્વેદમાં પ્રભુપ્રાર્થના, યજુર્વેદમાં યજ્ઞવિધિ કે કર્મવિધિ, સામવેદમાં સંગીતવિધિ, અને અથર્વવેદમાં રાજ્યનીતિ અને જાદુમંત્ર ખાસ રહેલાં છે. મૂળવેદત્રણજ હતા. પાછળથી અથર્વનામના બ્રાહ્મણે અથર્વ વેદ બનાવેલા છે. માટે આ સ્થળે ખાસ કરી ત્રણ વેદ લેવાના છે. વેદને અપૌરુષ એટલે કોઇ પુરૂષે નહિ પણ પ્રભુએજ બનાવેલો કહે છે. અનાદિ છે. એને શ્રુતિ પણ કહે છે કેમકે પ્રભુ પાસેથી ઋષિઓએ સાંભળેલા ગણાયછે.

વાચન–(સં वच+अन) કથન પાઠ કરવો

માળા–(સં.માલા)હાર, પંક્તિ 'ત્રિવેદિ વાચનમાળા'–ત્રણ વેદવાળાએ બનાવેલી પાઠ કરવાની હારમાંનું

પુસ્તક–(સં. पुस्त–પોથી) ચોપડી. (છુટાં પાનાવાળી જે ચોપડી તેને પોથી કહેછે.)

રાવબહાદુર–(સં. राजन्+फा. બહાદુર) વફાદારી બદલ સરકાર તરફથી રાજા જેવા બહાદુરનો અપાતો ઇલ્કાબ કે ખિતાબ

ત્રિવેદી–(સં.त्रि+वेद+इन् (ઇ) ત્રણ વેદને જાણનાર.(બ્રાહ્મણો માં ચાલતી અટક)

બી. એ.–(અં. બેચેલર ઓફ આર્ટ્સ) અંગ્રેજી કેળવણીમાં અપાતી એ નામબ પદવી.(અસલના વખતમાં વેદનું જ્ઞાન ગુરુ પાસેથી મેળવ્યા પછી ગૃહસ્થી થવાને ગુરુ પાસેથી રજાલેતાં મેળવાતીસ્નાતકનામની પદવી જેવી. બી. એ. ની પદવી છે।

વાનપ્રસ્થ–(સં. वन+प्र+स्था) વનમાં જઇને રહેવું તે.(પોતાનું ભલું કરવાને જીંદગીના ચાર ભાગ કરી તેને ચાર આશ્રમનાં નામ આપેલાં છે–આઠથી બાર વર્ષની ઉમર થતાં જનોઇ દેવાઇ ગુરૂને ત્યાં વીસથી પચ્ચીશ વર્ષની ઉમર થતા સુધી ભણેતે બ્રહ્મચર્યાશ્રમ પછી ઘેરે આવી પરણીને ચાલીશથી પચાશ વર્ષ સુધી ઘર આગળ રહેવું તે 'ગૃહસ્થાશ્રમ' પછી વનમાં સ્ત્રી સાથે જઇ પ્રભુનું ચિત્તન સી-તેર કે પોણોસો વર્ષની ઉમર સુધી કરવું તે વાનપ્રસ્થાશ્રમ' પછી તમામ સંબંધનો ત્યાગ મરતા સુધી કરવો તે 'સંન્યાસાશ્રમ'

(આ જગ્યાએ નોકરીનાધંધાથી 'વાનપ્રસ્થ')

પ્રિન્સિપલ–(અં. હેતુ,)મુખ્ય અધિપતિ, નાયક.

પ્રે૦ રા૦–પ્રેમચંદ રાયચંદ (નામની)

અમદાવાદ–(ફા૦અહમદ+આબાદ) અહમદશાહ નામના બાદશાહે વસાવેલું શહેર

એમ૦ એ૦–(અં. માસ્ટર ઓફ આર્ટ્સ) બી. એ. કરતાં ચઢતી પદવી.

(સં. विशारद–પારંગત જેવી) સારી રીતે ભણ્યાની પદવી

એલ. એલ. બી.–(અં. બેચેલર ઑફ લાયસન્સ એટ્ લૉ)કાયદા વાપરવાનો અપાતો પરવાનો (એ પદવી વકીલને અપાય છે)

નૈતિક–(સં. नै+त+इक) નીતિ સંબંધી.

માનસિક–(સં. मनस+इक) મન સંબંધી.

તત્ત્વ–(સં. तत्+त्व)તે પણુ. તે સંબંધી સાર

તત્ત્વજ્ઞાનના–વ્યવહારિક અને પ્રભુ સંબંધી જ્ઞાનના

ગુજરાતી–(સં. गुर्जर+राष्ट्रिय) ગુજરાત દેશની (ભાષા)

પ્રકાશક–( સં. प्रकाश+अक પ્રસિદ્ધ કરનાર.

એમ૦ સી૦–(અં.)મોહનલાલ ચુનીલાલ.

કોઠારી–(સં. कोष्टागार+इ) ભંડારી, કોઠારનો ઉપરિ.

(આ સ્થળે અટક છે.)

કાપડી–(સં. कापालिक ઉપરથી) સાધુ, સંન્યાસી, (અસલ કાપડી પોળ સાધુઓની જગ્યા હતી)

આવૃત્તિ–(સં. आ+वृत्+ति) વિંટાવું, ઢંકાવું.

સ્વાધીન–(સં. स्व+आधीन) પોતાને, તાબે.

મૂલ્ય–(સં. मूल ઉપરથી)કીમત

સિટિ–(અં) શહેર

પ્રિન્ટિંગ–(અં.) છાપખાનું.

પ્રેસ–(અં.) દાબવાનોસંચો (કાગળને દાબીનેછાપે છે માટે)

## પ્રસ્તાવના

પ્રસ્તાવના–(સં. प्र+स्तु+अना) આરંભમાં વખાણવું (તે વિષયનું ટુંકામાં વર્ણન)

શૈલી–(સં. शील+ई) રીત.

વર્ગીકરણ–(સ.वर्ग+ई+कर+अण)સમાન ધર્મવાળાં પ્રાણી વિગેરેનાં ટોળાં

વિજ્ઞાન–(સં. वि+ज्ञा+अन) વધારે જ્ઞાન.

ખગોળ–(સં. ख+गोल)આકાશ નો જણાતો ગોળો

શાસ્ત્ર–(સં. शास+त्र)સામાન્ય નિયમનો સંગ્રહ.

ગ્રહણ=(સં. ग्रह+अण) પકડ વાવાળી.

અનુકૂળ–(સં. अनु+कूल અનુસરતું, ગમતું.

ભાષા–(સં. भाष ઉપરથી) લખવું બોલવું તે.

ક્રમિક–(સં. क्रम्+इक)અનુક્રમ વાળી.

'અંગ્રેજી કેળવણીને આંગણે આવ્યા હોય છે'–અંગ્રેજી કેળવણી લેવાની તૈયારીમાં હોય છે.

પાશ્ચાત્ય–(સં. पश्चात्+त्य પશ્ચિમમાં હોનાર(યૂરોપખંડની)

પ્રાથમિક–(સં. प्रथम+इक) શરૂ આતનો અભ્યાસ કરાવનાર.

સમાપ્ત–(સં. सम्+आप+त) અંતને પામેલું, પુરેપુરૂં, ખતમ, ખલાસ.

પરિસમાપ્તિ–(સં. परि+सम्+आप्+ति) ચોમેરથી અંતને પામેલું.)

ભૂગોળ–(સં. भूः+गोल) પૃથ્વીનો ગોળો.

પાઠ્ય–(સં. पठ्+य) પાઠ કરવા લાયક.

પુનરૂક્તિ–(સં. पुनः+उक्तिः) ફરી કહેવું. (વચ ઉપરથી ઉક્તિ: થયેલ છે.)

વિકાસ–(સં. वि+कास) વિશેષ પ્રકાશવું. ખીલવું.

વ્યુત્પત્તિ–(સં. वि+उद+पद+ति) શબ્દની વિશેષ ઉત્પત્તિ.

વ્યાકરણ–(સં. वि+आ+कृ+अण) ભાષાના નિયમ વિષે વિશેષ હદ શોધી દેખાડનાર શાસ્ત્ર.

પ્રશ્ન–(સં. प्रच्छ+अन)પુછવું તે

સૂચક–(સં. सूच+अक) કહેનારો

અસ્તિત્વ–(સં. अस+ति+त्व) હયાતી.

યથા–(સં.) પ્રમાણે.

સમક્ષ–(સં. सम+अक्ष) નેત્ર સાથે (સામે)

## અનુક્રમણિકા

અનુક્રમણિકા–(સં.अनु+क्रम+अण+इका) પગલાં ભરવાની પેઠે એક પછી એક (પાઠ) આવે તે (બતાવનાર)

## પાઠ ૧ લો બુલબુલ

બુલબુલ–(અ. ફા.) એકનાની જાતનું અત્યંત મધુર કંઠવાળું ફુલઉપર સ્નેહ રાખનાર સુંદર પક્ષી.

કંઠ–(સં.) ગળું,ઘાંટી,અવાજ,

પ્રાણિમાત્ર–(સં.)દરેક પ્રાણિ.

નિદ્રાદેવી–(સં) ઊંઘની દેવી.

લલકારવું–(સ. लल्–ઇચ્છવું, ચાહવું ઉપરથી) આનંદભેર લાંબે સ્વરે ગાવું.

પ્રેમગીત–(સં. प्रेम+गीत)પ્રેમનું ગાયન કે ગીત.

કરૂણગીત–(સં.कृ ઉપરથી કરવું +गी ઉપરથી ગીત) દયા ઉપજાવે એવું ગીત.

સંસ્કાર–(સં. सम्+स्+कृઉપરથી કાર) કોઇ પણ રીતથી મનપર પડેલી છાપ, યોગ્યતા આણનાર ક્રિયા વચલો સ્ શોભાનો છે.)

જાગ્રત–(સં.जागृ+त)જાગતું.

વૃદ્ધિ–(સં.वृध्ઉપરથી)વધવું તે વધારો.

પ્રતિ–(સં.) તરફ, પ્રત્યે, સામે.

ગુલાબ–(ફા. ગુલ+આબ) ફુલનું પાણી. (આસ્થળેગુલાબ નું ફુલ)

ખુશબો–(ફા. ખુશ+બો)ખુશ કરનારી સુગંધ.

'નાઇટિંગેલ'–(અં. નાઈટ્+ ઇંગેલ) રાત્રે ગાનારૂં.

જંતુ–(સં.जन्+तु) ઝીણામાં ઝીણાં ગોળાકાર પ્રાણિ હલકાં પ્રાણી.

કીડા–સં. कीट्=(કીડા) જંતુ કરતાં સહેજ મોટાં પણ લંબાકાર હલકાં પ્રાણિ.

પ્રસરેલી–(સં. प्र+सर+एली) ફેલાએલી.

કર્ણપ્રિય–(સં.कर्ण+प्रिय)કાનને વ્હાલા લાગે તેવા.

શાંતિદેવી–(સં.शांति + देवी) બધે શાન્તિ ફેલાવનારી દેવી, વન દેવી.

શાંતિદેવી–(શાંતિદેવી એટલી બધી રાજી રાજી થઇ ગઇ કે તેણે (વનદેવીએ) લગાર પણ ખલેલ પડવા દીધી નહિ.

પ્રશંસા–(સં. प्र+शंस् કહેવું ઉપરથી) વખાણ કરવાં,તારીફ કરવી, હોય તે કરતાં વધુંસારૂં કહેવું તે.

સૃષ્ટિ સાંદર્ય–(સ. सृजઉપરથી સષ્ટિને સુંદર ઉપરથી સૌંદર્ય) સષ્ટિનું સુંદર પણું.

લક્ષ–(સં.) નિહાળવુ, ધ્યાન આપવું.

નિમગ્ન–(સં. नि+मग्न)ડુબેલું.

શોકગ્રસ્ત–(સ. शुच् ઉપરથી શોક + ग्रस्त ખાવું) શોકથી ખવાઇ ગએલું.

સ્વાર્થ–(સં. स्वा+अर्थ)પોતાનો જ લાભ.

' મોટું પણ પારકું દુઃખ ઠંડુ લાગે છે '=બીજાને પડતું મોટું દુઃખ પણ(સ્વાર્થ ને લીધે) ઠંડુ (નજીવું કે હલકું) લાગે છે કે જણાય છે.

પ્રશ્ન

૧–નાનું છતાં સુંદરતા માટે અને અત્યંત મધુર કંઠ તથા પ્રેમ ગીત અને કરૂણ ગીતને માટે વખણાય છે.

૨–વિધેય–(સં. वि+धाઉપરથી વિધાન કરવું ઉપરથી) વાકય માંનું કામ વિધિથીજાણવાલાયક. [વાકયમાં ખાસ કર્તા પક્ષ કે ઉદ્દેશ્ય, અને ક્રિયા પક્ષકે વિધેય એમ બે પક્ષ હોય છે જ. તેમાં ઉદ્દેશ્યમાં કામ કરનાર અને તેનો વધારો હોય છે. અને વિધેયમાં કર્મને કર્મનો વધારો તથા ક્રિયા અને ક્રિયાનો વધારો આવે છે) આથી 'ઘણું રમણીય લાગે છે' એ વિધેય છે.

વિશેષણ–(સ. वि+शेष બાકી રહેવું+अन) બાકી રહેલો અર્થ કહી દેખાડનાર. આથી'રમણીય' અવિકારી વિશેષણ, અનેવિધેય વિશેષણ છે.

૩–સુંદર ઉપરથી સુંદરતા કે સૌંદર્ય, શબ્દ થએલ છે. માટે 'સુંદર' વિશેષણ ઉપરથી'સૌંદર્ય' થએલ છે. ખારૂં ઉપરથી ખારાશ, રાતું ઉપરથી રતાશ, કાળું ઉપરથી કાળાશ વિગેરે.

સાર

બુલ બુલ પક્ષી અફગાનિસ્તાનમાં ઇરાનમાં,-ઇંગ્લંડનાં પૂર્વ ભાગમાં, સ્વીડનના દક્ષિણ ભાગમાં, ચીનમાં, સીયામમાં

અને બીજા ઠંડા દેશોમાં વસંત ઋતુમાં જણાય છે. શિયાળામાં આફ્રિકા તરફ જઈ રહે છે. એ પક્ષી હંમેશાં વાડ કે ઝાડના નીચલા ભાગમાં નાના અને અળગા ઝટ જણાય તેવા માળા બાંધે છે. વરસમાં જુનથી જુલાઇ અને ડીસેંબરથી જાન્યુઆરીમાં મળી એ હપ્તે માદા લીલાશ પડતા ભૂરા રંગનાં ઇંડાં મૂકે છે, એટલા વખતમાં માદાનો કંઠ કઠોર થઇ જાય છે. ઈંડાંને માદા સેવે છે, પણ જાળવણી તો નરજ કરે છે. નર માદા કરતાં કંઠમાં શ્રેષ્ઠ છે. નર બચ્ચું પૂછડી ઉગતા પહેલાં ગાંતાં શીખી જાય છે. માદાને કર્મ સંયોગે ગુમાવતાં નર બીજી માદા મળતા સુધી શોકમાં રહે છે. કવિઓ બુલબુલનું અલંકારિક ભાષામાં અચ્છું વર્ણન કરે છે. 'સહવાસ ગમ્યો, સુસ્વભાવ મળ્યો, રસે રસનો એકાકાર થયો, થઇ પ્રીત જરા મન થીર થયું, મુજ બુલબુલ ત્યાંથી ઉડી ગયું.'

કોયલ સંગીતના સૂર સમજાવે છે, ત્યારે બુલબુલ સંગીત સમજાવે છે. (સૂર સાત છે. સા, રી, ગ, મ, પ, ધ, ની. તેમાં કોયલ પહેલાં પાંચ સૂર સમજાવે છે. આ સાતે સૂર ઉપરથી તમામ સંગીત થએલાં છે.

## પાઠ ૨ જો સેવામાં ઇશ્વરના મેવા, ભાગ ૧ લો.

ગ્રામ્ય-(સં. ग्रामे=ગામડામાં +य) ગામડામાં પેદા થએલું, ગામડાનું.

ગૌરવર્ણી-(સં. गौर ગોરો+ वर्ण+ई) ગોરા રંગની, ગોરી જાતની.

ચીડકણા–(સં. चीड् ગુસ્સે થવું ઉપરથી ચીડ+कणा) ગુસ્સે થવા વાળા.

હરામહાડકાંની–(અ. હરામ) ફોકટ કે નકામા હાડકાંની, અન્યાયથી પેટ ભરનારી.

'માપર પડી હતી'–માના સ્વભાવ જેવા સ્વભાવની હતી.

ક્રોધાયમાનજ–(સં.)ક્રોધ વાળીજ.

સુખ–સગવડ=સુખની અનુકૂળતા, સુખની સોઇ.

લાડ–(સં. लल्) પ્રસન્ન રાખવા માટે પ્રેમ, હેત, વ્હાલ રાખી કામ ન કરાવવાં તે.

અગવડ–સંકડાશ, અડચણ.

દૈનિકક્રમ–(સં. दिन्+इक= दैनिक+क्रम) દિવસે કરવાનાં ક્રમ વાર કામો.

જરા–લગાર, કિંચિત્, કંઇક.

વરદાન–(સં.वर+दा+न)ઇચ્છિત આપવું તે.

અદૃશ્ય–(સં. अ + दश् + य)ન દેખાતું.

ભલમનસાઇ–(સં. भद्र=સારૂં) ભલીમાણસાઇ, સારૂં મનુષ્યપણું.

અલિ–(સં. आलि=વ્હાલી) વ્હાલી. (આ જગ્યાએ સ્ત્રીઓમાં એક બીજીને સંબોધી બોલાતો શબ્દ)

### પ્રશ્ન

૧–પદચ્છેદ=વાક્યના દરેક શબ્દને જુદો જુદો લઇ વ્યાકરણના સંબંધમાં તેને લગતી સઘળી બાબત કહેવી તે. 'જાણે' ને 'રખેને' ક્રિયા વિશેષણ અવ્યય.

૨–અગવડ દિન–દિવસ અને મુસલમાની ધર્મ દીન=ગરીબ. માટે 'દીન' સંજ્ઞા વાચકનામ. અને 'દીન' અવિકારી વિશેષણ.

૩—'જરા'નો સંબંધ પાઇશ સાથે છે કેમકે પાઇશ ના અર્થમાં વધારો કરે છે.

**પાઠ ૩ જો સેવામાં ઈશ્વર ના મેવા, ભાગ ૨ જો.**

હું?—નવાઇ દર્શાવનાર 'ઉં હું' નું ટુંકુ રૂપ 'હું ને હું નું ટુંકુ રૂપ હં?

'રાવણ જેવું મોટું મોં કરી—રાવણ ક્રોધનું સ્વરૂપ ગણાય છે, તેથી ક્રોધાયમાન થતાં મોં ક્રોધના જુસ્સાથી રતાશ પડતું સહેજ મોટું થઇ જાય છે; માટે—

'રાવણ જેવું મોં કર્યું.'—(રાવણને દશ માથાવાળો ગણતાં મોટા મોંનો ગણાય છે. આથી દશે માથામાં ક્રોધ ભરાતાં આખું મોં ઘણુંજ ક્રોધાયમાન થાય છે.)

ભવાં—આંખની ઉપર કમાનના આકારના વાળ હોય છે તે, ભમર, ભ્રકુટી.

'ભવાં ચઢાવી'—કપાળ તરફ ભવાં ચઢાવી, નોર કરી, ખોટો મિજાજ કરી, ખોટો ગર્વ કરી.

જર્જરિત—(સં. जृ ઉપરથી જીર્ણ) જીર્ણ થઈ ગએલું, બહુ ઘરડું ને જુનું થઇ ગએલું.

નવીન કોર—(સં. नीवीन+कोर) નવી નક્કોર, તાજી બનેલી ને વપરાયા વગરની, નવીન ને કોરી.

કૌવચ—(સં. कपि कच्छु,) વવળાટ કરાવનાર એક જાતનો વેલો ને તેની શીંગ.

ગોટેગોટા—(સં. गुटिका ઉપરથી) ઉપરાઉપરિ ધુમાડાના ગોળાકાર જથા નીકળે તે.

અનર્થ—(સં. अन्+अर्थ) આફત, દુખ:, લાભથી ઉલટું.

સેવાવૃત્તિરૂપી—(સં. सेवा+वृत्ति

+રૂપી) સેવાના કે બીજાના ઉપર ઉપકાર કરવાના ઉદ્યમને વિચાર જેવા.

ભૂષણ—(સં) શણગાર, ઘરેણું

સંમતિ—(સં. सम्+मति) ટેકો, અભિપ્રાય

સુલક્ષણા—(સં. सु+लक्षण+आ) સારા ગુણવાળી

## પ્રશ્ન.

૧. સૌંદર્યરૂપી ગર્વથી ભરેલી ખોટી મોટાઇનો ચાળો બતાવે છે

૨. 'જવું' સંયુક્ત ક્રિયાપદ 'જ' ક્રિયાવિશેષણ અવ્યય

૩. સુલક્ષણામાં સેવાવૃત્તિ-રૂપી સદ્‌ગુણનું સુંદર ભુષણ અગવડ અને મહેનતનાં કામ કરવાથી આવ્યું હતું તે વડે જર્જરિત ડોસીને પાણી પીવા દયાથી વરદાન પ્રાપ્ત થયું હતું તેમ એજ ભુષણથી રાજકુંવરને પામી હતી. આથી સેવાવૃત્તિ માંજ ઇશ્વરી મહેરબાની રહેલી જણાય છે અને એ મહેર-બાનીથીજ વરદાન અને રાજ-કુંવરરૂપી મેવા પામી હતી,

(ઇશ્વરના મેવા—ઇશ્વરની મહે રબાનીથી મળેલાં સુખ)

## સાર.

મનુષ્ય દેહ તમામ પ્રાણિમાં વિવેક વડે શ્રેષ્ઠતા પામેલ છે. તેમાં એ સેવાવૃત્તિ વડે ઉત્તમો ઉત્તમ ગણાય છે જનસમાજની કે ઇતર પ્રાણિની સેવા એજ પ્રભુ સેવા છે. પ્રભુ સેવા થતાં પ્રભુ કૃપા આપો આપ પ્રાપ્ત થાય છે. સ્વાર્થ છોડવાથીજ સેવાવૃત્તિ ધરાય છે. દધીચિ ઋષિએ ઇંદ્રની માંગણી થતાં પોતાનાં હાડકાં અર્પણ કર્યાં હતાં. સેવાથી સઘળું સુખ આપો આપ પ્રાપ્ત થાય છે.

## પાઠ ૪થો બભ્રુવાહનનું આખ્યાન.

આખ્યાન–(सं. आ+ख्या+अन) મર્યાદા બાંધી કહેવું તે, વૃત્તાંત કથન કરવું

કુરૂક્ષેત્ર–(सं. कुरू+क्षेत्र) કુરૂ રાજાએ વસાવેલી જગ્યા, પાણીપતનું મેદાન.

(કુરૂ, દુષ્યંતના પ્રપૌત્ર હસ્તિનામા, હસ્તિ નામનો પૌત્ર અજમિઢ, અજમિઢનો પુત્ર સંવરણ, સંવરણ અને સૂર્યની કન્યા 'તપ્તી'થી પેદા થયેલ કુરૂ ગણાય છે. એજ પાંડવ કૌરવના મુળ પુરૂષ)

પાંડવો–(सं) પાંડુની સમંતિથી દેવો વડે ઉત્પન્ન થએલા. યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, સહદેવ અને નિકુળ એ પાંચે કે એમાંના દરેક

કૌરવ–(सं. कुरु ઉપરથી) કુરૂ રાજાના વંશમાં પાંડુના ભાઈ ધૃતરાષ્ટ્રની સંમતિથી દેવોવડે પેદા થએલા દુર્યોધનાદિ સો પુત્રો.

(ઇ. સ. પુ. ૩૧૦૨માં માગસર શુદ ૧૪થી પાંડવ કૌરવ વચ્ચે ૧૮ દિવસનું યુધ્ધ ચાલેલું)

અશ્વમેધ–( सं. अश्व+मेघ ) ઘોડાનો યજ્ઞ.

ધોળું શરીર, કાળાકાન, અને ચંદ્રમાના જેવા તેજસ્વી મોંવાળો ઘોડો એક વરસ આગમચથી લાવી જવનો ચારોઅને ગંગાજળ પાઇ ચોકખા, પોચા પોઢણપર રાખી સુખ આપવું. નિત્ય લાદમુત્ર કરે ત્યાં હોમ કરી છ હજાર ગૌદાન આપવાં ચૈત્ર શુદ ૧૫ એ તેને એવી રીતે છોડી મુકવો કે કપાળે સુવર્ણ પત્ર બાંધવું, અને તેમાં લખવું કે–ફલાણો ચક્રવર્તિ રાજા યજ્ઞ કરે છે માટે જે બાંધે

તે યુદ્ધ આપે કે નમે; ને યજ્ઞમાં પધારે' રસ્તામાં જ્યાં ખરી ઠોકે ત્યાં કૂવો ને આળોટે ત્યાં વાવ બંધાવવાં એ પ્રમાણે તમામ રાજાને જીતી આવ્યા પછી પવિત્ર મોટા ક્ષેત્રમાંથી માટી મંગાવી તેની ઇંટ કરી દક્ષિણ દિશાએ કુંડ કરવો. ને આજુ બાજુએ ચોરી બાંધી આખર, ખેર, અને સમડીનાં લાકડાંથી મંડપ કરવો. ગંગા જળથી મંત્રવડે અશ્વને પવિત્ર કરવો. જો ડાબો કાન દબાવતાં દૂધ નિકળે તો શુદ્ધ થએલો જાણવો પછી કુંડ પાસે વેદ મંત્રની ક્રિયા સાથે અશ્વનાં ડોકાંને તલવારથી ઉરાડી દરેક અવયવની આહુતિ કુંડમાં ઇંદ્રને આપવી. યજ્ઞ કરનારને અસિધારાનું વ્રત પાળવું પડે છે. તે એ કે યજ્ઞ કરવાની આગમચ વરસ અગાઉથી પોતાની સાથે સ્ત્રીને શયન કરતાં વચમાં તલવાર રાખવી યજ્ઞમાં હજાર બ્રાહ્મણોની વરણી કરી દક્ષિણામાં દરેક બ્રાહ્મણોને સહસ્ત્ર ગાય, એક હાથી, એક અશ્વ શણગાર સાથે આપવા ઉપરાંત સવામણ સૂવર્ણ અને એક પાયલી ભરી રત્ન આપવાં, યજ્ઞ કરતી વખતે મૃગચર્મ પહેરવું પડે છે. એવા સો અશ્વમેધ યજ્ઞ કરનારને ઈંદ્રાસન મળે છે બલિરાજા, રામચંદ્ર વિગેરે ઘણા ચક્રવર્તિ રાજાઓએ અશ્વમેધ યજ્ઞ કરેલા છે.)

યજ્ઞિય–(સં. यज्ञि+य) યજ્ઞના હિતનું.

મણિપુર–(સં. मणि+पुर)સૂર્યના મણિથી વસાવેલું શહેર અને તેને લગતો મુલક, આસામમાં દેશી રાજ્ય છે તે.

ચિત્રાંગદા–(સં. चित्र+अंग+ड) ચિત્રવિચિત્ર અંગવાળી, સુંદર દેખાવડી સ્ત્રી.

(ઉલૂપી નામની સ્વર્ગની અપ્સરાને ઇંદ્રે એક વખત કહ્યું કે–'તારાનૃત્યથી દુર્વાસાને ખુશ કર' ઉલૂપીએ અનહદ નૃત્ય કર્યું, છતાં દુર્વાસા ખુશી થયા નહિ. આથી અલૂપીએ દુર્વાસાને જંગલી કહ્યા એ સાંભળી દુર્વાસાએ ક્રોધથી શાપ આપ્યો કે તું સર્પિણી થઇ પૃથ્વીપર પડજે' અનુગ્રહથી છેવટે દુર્વાસાએ કહ્યું કે–'અર્જુનનો પગ અડકતાં તું મનુષ્ય થઇશ' તે પ્રમાણે જ્યારે–યુધિષ્ઠિર અને દ્રોપદી વારા પ્રમાણે એકાંતમાં હતાં.તે વખતે આગ લાગી હતી તે બાણુ વડે મંત્રથી હોલવવા પોતાના આયુધ લેવા ન છુટકે યુધિષ્ઠિર ને દ્રોપદી જે ઓરડામાં હતાં, ત્યાં અર્જુનને જવું પડયું. શરત પ્રમાણે અર્જુનથી શરતનો ભંગ થવાથી બાર વરસ વનવાસ જવું પડયું. તે વખતમાં ફરતાં ફરતાં અર્જુનને તરસ લાગવાથી પાણી પીવા પંપા સરોવર ઉપર ગયો. કે જ્યાં ઉલૂપી સર્પિણી રૂપે સ્નાન કરતી હતી. તે કરડવા દોડી આવી પરંતુ અર્જુનના પગનો સ્પર્શ થતાં મનુષ્ય થઇ ગઇ. અને હસ્ત લગ્નથી અર્જુન સાથેજ પરણી તે વડે જે પરાક્રમી પુત્ર થયો તે ઇલીવાન–મહાભારતના યુદ્ધમાં ભીષ્મને હાથે એ ઇલીવાન મરાયો હતો.

ઉલૂપીને પરણ્યા પછી અર્જુન ફરતો ફરતો મણિપુર નજીક સમુદ્રમાં સ્નાન કરતો હતો. તે વખતે મણિપુરના રાજા ચિત્રવાનની કન્યા ચિત્રાંગદાએ જોયો, ને મોહિત થઇ.

પરંતુ ચિત્રવાનની ઇચ્છા પોતાની પુત્રીને એવી શરતે પરણાવવી હતી કે–'પુત્રીને પેટે જે છોકરો થાય તે મારી ગાદીપર બેસે.' આ શરત અર્જુને કબુલ્યાથી ચિત્રાંગદાને અર્જુનનાં લગ્ન થયાં. અર્જુન મણિપુરમાં ત્રણ વરસ રહ્યો હતો. આથી જે પુત્ર થયો તે બભ્રુવાહન.

ઉલૂપીને ચિત્રાંગદા બન્ને બેનની પેઠે મણિપુરમાંજ રહી હતી.

પુરઃસર–(સં. पुर–આગળ+ सर–સાથે) વિનયને કે બીજા ગુણને આગળ રાખી તેની સાથે.

તુમુલ–(સં.) સખત, કપરૂં, મોટું જબરૂં.

સંજીવન–(સં. सम्+जीव्+अने) જીવાડવાવાળો.

પિતામહ–(સં. पिता+मह– પુજવું,) પિતાને પુજવા યોગ્ય, પિતાના પિતા, દાદા.

"આથી દેવોએ તમને શાપ દીધો"–આ સ્થળે બે શાપ સાથે ફળ્યા છે.

(૧) શિખંડી મૂળ સ્ત્રી હોવાથી ભીષ્મ સ્ત્રી સામે લડતા નહોતા. આથી શિખંડીને આગળ રાખી અર્જુને ઓથે રહી ભીષ્મને અનહદ બાણ ભોક્યાં. આ અન્યાયી યુદ્ધને લીધે ભીષ્મ જનની ગંગાદેવીની આજ્ઞાથી સાત વસુદેવોએ (મૂળ વસુદેવો આઠ ગણાય છે તેમાંના છેલ્લા તે ભીષ્મ.) ભારે શાપ આપવા માંડયો. પરંતુ ઉલૂપીએ એ વાત જાણતાં પોતાના પિતા શેષનાગને વસુદેવોને શરણે જઇ પોતાના પતિને બચાવવા કહ્યું. આથી શેષે જઇ વિનંતી કરતાં ભારે શાપ ન આપતાં

વસૂદેવોએ એટલોજ શાપ આપ્યો કે–'અર્જુન પોતાના પુત્ર બભ્રુવાહનથી સંગ્રામમાં પડશે' ત્યારેજ હમારો ક્રોધ શમશે.

(૨) દ્રોણાચાર્ય ગુરૂએ જ્યારે પોતાના પુત્ર અશ્વત્થામાના મરણ સમાચાર સાંભળ્યા ત્યારે હથિઆર મૂકી દઇ યુધિષ્ટિર પાસે 'નરોવા કુંજરોવા' સાંભળી પુત્રને સમાધિથી ખોળવા દેહ રણમાં રાખી સ્વર્ગમાં ખોળવા ગયા. ત્યારે કૃષ્ણે અર્જુન પાસે નાશ કરાવ્યો. ગુરૂ સ્વર્ગમાં તપાસી પાછા આવી દેહ શોધવા લાગ્યા પરંતુ દેહનો તો નાશ થએલો જાણ્યો આથી વેર વાળવા ત્રણ પગે લંગડા મૃત્યુ પામવાની તૈયારીવાળા ટટુમાં ભરાઇ સૈન્યનો ઘાણ કાઢવા માંડયો એ વખતે કૃષ્ણે મહેણાં મારી દ્રોણને શરમાવ્યા. તેથી ગુરૂએ શરમાઇ છેવટ શાપ આપ્યો કે "અર્જુન તારૂં મોત તારા પુત્રને હાથે એકવાર થશે" એટલો શાપ આપી ગુરૂ સ્વર્ગમાં સિધાવ્યા.

શિખંડી–(સ.) દ્રુપદરાજાનો પુત્ર (કાશીરાજની ત્રણ પુત્રી. અંબા, અંબિકા ને અંબાલિકાના સ્વયંવરમાં ભીષ્મે આવી ત્રણેનું હરણ કર્યું. પણ રસ્તે અંબાએ કહ્યું કે હું તો મારવાડના રાજા શલ્યને વરી ચુકી છું. આથી ભીષ્મે મારવાડ મોકલી દીધી. પણ શલ્યે હરણ થએલીનો સ્વીકાર ન કર્યો. ત્યારે ભીષ્મ પાસે આવી તેણે પણ ન રાખી. તેથી ભીષ્મના ગુરૂ પરશુરામને ત્યાં જઇ રોતાં પરશુરામ ને ભીષ્મ વચ્ચે યુદ્ધ થયું. તેમાં અંબાનો નિકાલ ન થવાથી અંબાએ

મહાદેવનું તપ કર્યું, વરદાન મેળવ્યું કે 'બીજા અવતારમાં તારે હાથે ભીષ્મ હણાશે' તેમ પરશુરામે પણ ભીષ્મને શાપ આપ્યો હતો કે 'તું મારી સાથે દશ દિવસ લડયો માટે જ્યાં તું દશ દિવસ લડશે ત્યાં તારૂં દશમે દિવસે મોત થશે.' આથી અંબાએ બીજો અવતાર લેવા દેહ પાડી ને દ્રુપદને ત્યાં કન્યા થઇ અવતરી. પરંતુ કન્યાની માતાએ કન્યાને બદલે પુત્ર પેદા થયાનું જણાવી કામ ચલાવ્યું ? યોગ્ય ઉમર થતાં શિખંડીનું લગ્ન દશાર્ણવ દેશના રાજા કમળસેનની પુત્રી કમળીતા સાથે થયું. વહુ ઘેર આવી જાણ્યું કે હું તો સ્ત્રીને પરણી છું. આ વાતની પિતાને છાની ખબર પહોંચાડી. પ્રધાનની સલાહથી પરીક્ષા કરવા કમળશેન આવ્યો, કે તરતજ શિખંડી વનમાં ચાલ્યો ગયો અને ત્યાં કુવામાં રૂદન કરી પડવા માંડયું તે વખતે કુબેરનો એક ગણ જે સ્થુલકર્ણ નામનો હતો. તે ત્યાં આવી ચડયો અને વાત જાણી દયા આવવાથી છ માસ માટે પોતાનું પુરૂષત્વ આપ્યું તે લઇ શિખંડીએ ગામમાં આવી પોતાની સ્ત્રીને સંતોષી. છ માસ પુરા થતાં પુરૂષત્વ પાછું આપવા ગણ પાસે ગયો. પરંતુ ગણે લેવા ના પાડી કારણ કે પોતાનું પુરૂષત્વ છ માસ માટે બીજાને તેનું સ્રીતત્વ લીધા પછી બીજા ગણ સાથે સમાગમમાં આવતાં તેને ગર્ભ રહ્યો. એ વાત કુબેરે જાણી ત્યારે શિખંડીના મૃત્યુ સુધી સ્રીત્વ રહેવાનો શાપ આપ્યો હતો. છેવટે મહાભારતના યુદ્ધ પછી જે

વખતે દ્રુપદીના પાંચ પુત્રો અશ્વત્થામાને હાથે રાત્રે મરાયા હતા. તે વખતે શિખંડી મરાયો હતો.

આરાધન-[સં.] સેવા, ભકિત, ઉપાસના

નિંમત્રણ-[સં.] આંમત્રણ,નોતરૂં

પ્રશ્ન

૧ 'જે' સંબંધી સર્વનામ છે. કેમકે વાકયમાં 'જે' આવતાં તરતજ 'તે'ની અપેક્ષા રખાય છે. એટલે કે જે પછી તે આવીજ રહે છે. જે જોઇએ તે માગી લો.

'તે' ત્રીજોપુરૂષ સર્વનામ અને દર્શક સર્વનામ બન્નેમાં વપરાયછે 'તે છોકરો આવ્યો' એમાં તે દર્શક એટલે દેખાડ વાપણું બતાવાય છે. અને 'તે આવશે કે નહિં' એમાં તે ત્રીજા માણુસ સંબંધી વાત થાય છે માટે બીજો પુરૂષ સર્વનામ-ટુકામાં તે જ્યારે નામની આગળ આવે છે ત્યારે દર્શક સર્વનામ થાય છે.

૨-નાદાન છોકરો શું કરે ? એમાં છોકરાનો ગુણુ બતાવાય છે માટે નાદાન વિશેષણ છે અને છોકરામાં નાદાની છે એ સ્થળે નાદાની નામછે

૩-બે-(ફા.) નહિ. બેવકુફ-અકકલ વગરનો, બેશક-શંકા વગરનું. બે આબરૂ-આબરૂ વગરનો. બેશરમ-શરમ વગરનો બેવફા-વફાદારી વગરનો વિગેરે

## પાઠ ૫મો ધર્મનિષ્ઠ પ્રધાન ભાઇઓ, ભાગ ૧લો

મસીઆઈ-(સં) માસીના છોકરા

કુમારપાળ-(નં) ગુજરાતનો સિદ્ધરાજ જયસિંહ પછીનો રાજા, હેમાચાર્યની સલાહથી ધર્મ કૃત્ય કરનાર, (ઈ. સ.

૧૧૪૩થી ૧૧૭૪ સુધી) 'અર્ણોરાજે તેની સેવા બજાવી હતી'. કુમારપાળનું રક્ષણ કરવાનું વિશ્વાસુ કામ અર્ણોરાજને સોંપાયું હતું. એક વખત અર્ણોરાજ કુમારપાળ- સૂતા હતા તે દરવાજામાં રક્ષણ કરતો હતો. તે વખતે પુત્ર પેદા થયાના સમાચાર એક નોકરે ઉતાવળમાં આવી કહેવા પરવાનગી વગર ઓરડામાં પેસી ગયો. આથી કુમારપાળે ભવિષ્ય કહ્યું કે એ પુત્ર પરાક્રમીને ગુજરાતનો રાજા થશે પણ વધામણી આપી નોકર નીચે ચાલ્યો ગયો. તેથી આ શહેરમાં અને આ મહેલમાં રાજ્ય નહીં કરે પણ બીજે સ્થળે રાજ કરશે.'

લવણપ્રસાદ–(સં) એ પોતાને રાજા કહેવડાવતો નહોતો પણ ધોળકામાં એનું મથક હતું. અને ભોળાભીમના વખતમાં એ તદ્દન સ્વતંત્ર હતો. ભોળા ભીમે એક વખત મદદ કરતા રહેવાનું કહી કહ્યું હતું કે 'હું તમારાપુત્ર વીરધવળને મારો યુવરાજ બનાવું છું'

વીરધવળ–(સં) એ પણ પોતાને રાજા કહેવડાવતો નહોતો.

વસ્તુપાળ ને તેજપાળ–(સં) (હરિભદ્ર સુરીના વચનથી એમના પિતા આશારાજ કુમારદેવી નામે વાણીએણ સાથે પરણ્યા હતા. તેથી ચાર પુત્રોને સાત પુત્રી થયાં હતાં. તેમાંના એ બન્ને ભાઈ હતા. એ બન્ને ભાઇઓ સોમેશ્વર કવિની ઓળખથી લવણપ્રસાદ ને ત્યાં એવી શરતથી પ્રધાન તરીકે રહ્યા હતા કે 'કોઇની ભંભેરણીથી રાજા ઇતરાજી બતાવે ને દડે તો હાલ જે

હમારી ત્રણ લાખની મિલ્કત છે, તેને કશું કરી શકાય નહિ)

કીર્તિ કૌમુદી–(સ.कीर्ति+कोमुदी–ચાંદની) ચાંદની જેવી કીર્તિ

वस्तुपाल चारित–(सं) વસ્તુ પાળનું જીવન ચરિત્ર.

ચાંચીઆ–(સં. चंचू ઉપરથી) દરિયાઇચોર, વેપારી વહાણ ઉપર દરોડા પાડનાર.

કાફ્લો–(અ. કાફિલા) મુસાફરી કરનાર ટોળું.

સમદૃષ્ટિ–(सं.सम+दष्टि) સરખી નજર.

અપમાન–(सं.अप+मान)માન થી ઉલટું, તિરસ્કાર.

ધોળકા–ખેડાથી પશ્ચિમે દશ ગાઉ ઉપર.

કપ્તાન–(અં.)વહાણ કે બોટ નો ઉપરિ (લશ્કરનો ઉપરિ કેપ્ટન કહેવાય છે)

સંધિ–(સં.)સલાહ, સમાધાની

## પ્રશ્ન

૧ વિભક્તિ–(सं.वि+भज+ति) શબ્દનાં રૂપ દેખાડવાં કે ઓળખ આપવી તે.

'નામે' છઠ્ઠીવિભક્તિ ('ના' ના અર્થમાં)

૨ દ્વિર્વચન–(सं.द्वि+वचन) બે વખત કહેવાથી 'દરેકનો' 'પૂર્ણપણાનો'; 'વારંવાર થવા નો કે 'અતિશય' નો એવા અર્થ આવે છે. તે પૈકી આ સ્થળે પૃથકપણાનો 'દરેકનો' અર્થ આવે છે.

૩ 'વિચાર' કર્તા, જે શબ્દ ને છેડે अन, य, अ, એટલા કૃત પ્રત્યય આવે તો તે શબ્દ કર્તા અને કર્મ બન્નેમાં હોઇ શકે જેમકે–ધૈર્ય, કાર્ય, કિર્ત્તન લેખન, અનુચર, દિવાકર, ભવતારણ, જય, ભય વિગેરે.

## પાઠ ૬ઠ્ઠો. ધર્મનિષ્ઠ પ્રધાન ભાઇઓ, ભાગ ૨ જો.

સંપાદન—(સં.) મેળવવું.

અઢળક—(સં. दल् ધાતુ લટકા વવું ઉપરથી) ન ખસે એવું કે એટલું.

ધૂળ—(સં धूलि) રજ.

'વીરધવળના સોના રૂપાના ખજાનાને આગ લાગવાથી'—(ખંભાતનો મુસલમાન વેપારી 'સદીક' નામનો હતો. તેનાં સોના રૂપાનાં ભરેલાં વાસણને આગ લાગવાથી )

'તેમના મગજપર પુષ્કળ ભાર રહેવા લાગ્યો'—ધનનું શું કરવું ? એ ચિંતાનો ભાર રહેવા લાગ્યો.

ભાસ્યું—( સં. भास् ) લાગ્યું.

અનુપમા—(સં. अन+उपमा) ઉપમા ન અપાય એવી સ્ત્રી.

દેલવાડા—આબુનું ચિત્રકૂટ નામનું શિખર. (ઋષભદેવનું ધામ )

લલિતાદેવી—(સં ललित-સુંદર) દેવીના નામની સ્ત્રી.

અનુમોદન—(સં. अनु+मुद+अन) વાતને મળતા થવું તે, ટેકો.

ગિરનાર—(સં गिरि) જુનાગઢ પાસે પર્વત. (હિંદુઓ અને જૈનોનું યાત્રાનું સ્થળ).

શત્રુંજ્ય—( સં ) પાલીતાણા પાસે પર્વત. (જૈનોનું મોટું યાત્રાનું સ્થળ) આદિનાથનું ધામ.

તીર્થંકર—(સં तीर्थं+करोति ) તીર્થને કરનાર.

જીન (જૈન) દેવ. (તીર્થંકર ચોવીસ છે. તેમાં પહેલા આદિનાથ કે ઋષભદેવ, અને છેલ્લા મહાવીર સ્વામી છે. જેમ વૈષ્ણવ વિગેરેમાં પ્રભુના ચોવીસ અવતાર મનાય છે, તેમ જૈનોમાં તીર્થ

કર છે. ગિરનાર ઉપર 'નેમી-નાથ' છે.)

ઉ-તેજન-(સં उत्+तिज्+अन) કામમાં ઉત્સાહ આપવો.

કદર-(અ.કદ્ર) લાયકાત જોવી કામથી કીમત કે બુજ કરવી.

સંપત્તિ-(સં. सम्+पद+तिः) અત્યંત વૈભવનાં સાધન.

બક્ષી-(ફા.બક્ષીદન-આપવું) ખુશી થઇ આપવું તે,

ઉન્મત્ત-( सं उद्+मद्+तः ) આવેશવાળું, ઘેલછાવાળું.

ગુલતાન-(ફા.ગલ્તાં-આળો-ટવું) લીન. એકતાર, એકરસ.

લોકોપયોગી-(सं लोक+उप-योगी ) લોકના ઉપયોગનાં ( તદ્દન મફત નહીં પણ નામની સહેજફી રખાઇ હોયતે)

પરોપકારી-(सं पर+उपकारी) ધર્મખાતર બીજાનું ભલું કરનાર [ કોઇ પણ જાતની ફી વિગેરે ઇચ્છા વગર]

## પ્રશ્ન.

૧ દેલવાડાનું મંદિર શ્રેષ્ઠ ગણાય છે ?

૨ લોકોપયોગી અને પરો-પકારી એ બેમાં અર્થમાં તફાવત શો ?

૩ 'પરંતુ **તેથી તેમને** સુખ મળ્યું નહિ.' એમાં કાળા મોટા શબ્દોનું પદચ્છેદ કરો ?

## સાર.

'ધર્મ નિષ્ઠપણાનો જે જન-માં ખાસ ગુણ છે, તેને પોતાના આકીનને લઇને પ્રભુ તરફથી તમામ સંપત્તિ બક્ષીસમાં મળવા સાથે તેનો સદુપયોગ પણ કરાય છે; એટલે દુનિયાપર અમરતા પ્રાપ્ત થાય છે, અને છેવટે સ્વર્ગ કે વૈકુંઠ પ્રાપ્ત થાય છે.'

## પાઠ ૭ મો વહેમ.

मनहर–(सं) મનને વારંવાર હરીલે તેવો.

भवन–(सं. भव) ઘર.

गमार–રોચું, જંગલી, મૂર્ખ અસભ્ય, અવિવેકી.

घोष–(स) અવાજ, ધ્વનિ.

भागे छे–નાસે છે.

ठीक–સાધારણ, સામાન્ય વારૂ, ભલે, અસ્તુ, સારૂં.

नवाघरमां–(ઘરનું વાસ્તુ કર્યા પછી દેવ દેવી તરીકે જાણે નવું ઘર ભોગ માગતું હોય તેમ ઘરમાં રહેનાર પૈકી એકાદ માણસ કંઇ કારણથી મરી જાય તે ભૂત થવાનું મનાય છે.)

भारे–(सं) મોટા, જબરા.

भूतावळ–(सं भूत+आवलि–હાર) ભૂતની હાર કે ટોળું.

अवधुत–(सं. अव+धू+तः)–સન્યાસી, બાવો, લાજ વગરનો('વ' નો 'બ' થાય છે. વંગ–બંગ)

तूतेतूत–જૂઠેજૂઠું, ધતીંગ ઢીંગ

खेल–(सं) લીલા, રમત, રચના, ઉધમ, ધતીંગ.

तिपण–(આગગાડી ને તારનો ખેલ)

मंत्र–(स) જાદુઇ અસર ઉપજાવે એવા ઉચ્ચાર, છુપી સલાહ દેવસ્તુતિ.

जंत्र–(सं) યંત્ર, યુકિત, મંત્ર વિગેરે લખેલું ચમત્કારિક પત્ર, તાવીજ.

जादु–(फा) ચમત્કારિક કામો સાધવાની વિદ્યા, હાથચાલાકી, માયા કરવી, કામણમંત્ર.

तमासा–(फा) તમાશા, કૌતુકથી લોકો એકઠા થઇ જુવે એવો ઢંગરંગ, ફજેતી.

तंत्र–(सं) મંત્ર શાસ્ત્રનો એક અખતરા કરવાનો ભાગ, અર્થ સિદ્ધિની સાધનાનો યોગિક પ્રકાર, સારી ગોઠવણ, ઔષધિ હેતુ, યુકિત.

अवश्यमेव–(सं--अ+वश्यम् + इव) જરૂરજ.
मारणमत्र–અથર્વ વેદમાં કોઇને મારવા કે તારવાના મંત્ર છે તેમાંનો મારવાનો મત્ર.
खचीत–ખાત્રીપુર્વક,
मनमोहन–(सं) સામાના મનને મોહ પમાડે તેવો.
स्तंभनमंत्र--(सं) સ્તંભની પેઠે અચળ કરી વશ કરવાનો મંત્ર
प्रकर्षणमंत्र–(सं) સામાનું વિશેષ આકર્ષણ કરવું એટલે કે મન નું ખેંચાણ કરનાર મંત્ર.
उचाटन–(सं.) उचाटन) આપદ દૂર કરવાનો મંત્ર.
अमृताइ–(सं) અમૃતપણું.

### પ્રશ્ન

૧–મંત્ર, જંત્ર, અને તંત્રના અર્થમાં તફાવત શો ?
૨–કેટલાક મંત્રનાં નામ આપો?
૩–વહેમનાં સાધન ગણાવી તેનાં મારણ બતાવો ?

### સાર

"મંત્ર, જંત્ર અને તંત્ર એ ખાસ વહેમના સાધન ગણાય છે. તેથી એ સાધનનો નાશ કરવા ખરી રીતે ક્ષમા, ચતુરાઇ, સનમાન,સ્નેહ, સચ્ચાઇ ઉદ્યોગ, સારી વાણી, એ ગુણો-ની ખાસ જરૂર છે. બલ્કે જેટલો લાભ મંત્ર, જંત્ર, અને તંત્રથી થાય છે. તેટલોજ લાભ આગુણોથી થાય છે. માટે ખરા મંત્ર, જંત્ર અને તંત્ર જણાવેલા ગુણોજ છે. એ ગુણો જેનામાં જેટલા પ્રમાણમાં નથી હોતા; તેઓજ તેટલા પ્રમાણમાં વહેમી બને છે.'

## પાઠ ૮ મો કબુતર.

ગોકળગાય–सं (इंद्रगोप) પરમેશ્વરની ગાય, ગાયના જેવાં

શિંગડાંવાળો ચોમાસામાં કે રેતાળ ભાગમાં જણાતો નાનો ઝીણા મખમલના કકડા જેવો જીવડો,

સ્વચ્છંદ–(સં) પોતાની ઇચ્છા

વિહરતાં–(સં) આનંદે મહાલતાં, ખેલતાં, ક્રીડાકરતાં.

'કલાપી'–(સં कलाप–મોરનાં પીછાંનો જથો, ઘરેણું ઉપરથી કલાપ વાળો.') મોર, એક કવિની ઓળખ.

(લાઠીના સ્વર્ગસ્થ ઠાકોર સૂરસિંહજી ઇ. સ. ૧૮૭૪થી ૧૯૦૦ સુધી થઇ ગયા તે 'કલાપી' થી ઓળખાય છે.)

કાં–શા માટે ?

પ્રણુયરસ ભીનું–(સં प्रणय–प्रेम પ્રેમની લાગણીથી ભીંજાએલું

'પ્રેમે ન સળગ્યું'–પ્રેમથી જાગૃત થયું નહિ.

અહ–(સં) અરેરે ! ( ખેદ દર્શક છે.)

સંહાર–[સં] સારી રીતે હરનાર.

સુખદ–(સં) સુખ આપનાર.

રતિબંધ–(સં) સુખ આપનાર પ્રેમી બંધન.

જુલમી–[અ.જુલ્મ] ઘાતકી.

## પ્રશ્ન.

૧ 'કબુતર તો તમે બધાંએ દીઠાં હશે'. એ વાક્યનું પદચ્છેદ કરો.

૨ કબુતરના કયા કયા ગુણથી લોકો તેને ચાહે છે !

૩ પદ્યમાંની છેલ્લી બે લીટી ઉપરથી શું સમજવાનું છે.

## સાર.

'કબુતર–સુંદર, ડાહ્યું, વધારે સાવચેત અને અક્કલવાળું છે. એની ચાંચ સાધારણ લાંબી, મજબુત, અને અણીપર વળેલી છે. ઉપલું જડબું નરમ પણ જાડી ચામડીથી

ઢંકાએલું ને નસકોરાંનાં બે છિદ્રવાળું હોય છે. દરેક પગે આગલે ભાગે ત્રણ અને એક પાછળ એમ ચાર આંગળાં હોય છે. પૂછડી લાંબી અને છેડે ચોખંડી હોય છે.

દુનિયાના દરેક ભાગમાં થાય છે; તેમ એની ૧૫૦ જાત છે. માદા બે ઇંડા મુકે છે. તેમાંથી એક નર અને એક માદા બચ્ચું પેદા થાય છે.

ઘણીક પ્રજામાં એ પવિત્ર પક્ષી ગણાય છે. મોઝીઝ અને પેગંબરે એને ખાસ પવિત્ર ગણેલું છે; તેમ સિરીયન પ્રજા જે સિરિયાની તે દૂરથી એને પૂજે છે; કારણ કે મનુષ્ય પાપી હોઇ પવિત્રને અડવા લાયક નથી. એ પ્રજા એનું મૃત્યુ થતાં પૂજવા ઉપરાંત પાયદસ્ત કાઢે છે.

એની મોટી વસ્તી ઇરાન એશિયા માઇનર અને યુરોપ વિગેરે લગતા દેશોમાં હોય છે. તેમાંએ એશિયા માઇનરમાં તો ખુબસુરત જાતો વસે છે. ખ્રિસ્તિ ધર્મની પ્રજામાં ઇટાલિ, જર્મની, ફ્રાન્સ, બેલ્જીયમ અને ઉત્તર અમેરિકામાં પવિત્ર ગણાય છે. બેલજીયમમાં પચાશ લાખ કબુતરો પાળનારી બે હજાર ઉપરાંત કલબો છે, તેમાં ઝટ જઇને પાછું આવવા માટે લાલચથી કેળવણી અપાય છે. યુરોપમાં સારા કેળવાયલા કબુતરની કીમત દોઢસોથી બસો પૌંડ ઉપજે છે. આખા દિવસમાં એ પાંચસો માઇલ ઉડી શકે છે; તેમાંએ જો અનુકુળ પવન હોય તો બાર કલાકમાં સાતસો માઇલ ઉડી

શકે છે. પાછું ફરતી વખતે સીધા મારગે ઝટ આવી રહે છે. એનું જીવન દશ વર્ષનું વધુમાં વધુ હોય છે.

## પાઠ ૯ મો અસત્યનું સત્ય, ભાગ ૧ લો.

વાદનમાં–( સં ) વાજીંત્રો વગાડવામાં.

પ્રવિણ–(સં) કાબેલ, હુશિઆર નિપુણ, માહિતગાર,

મશગુલ–[ આ મશ્ગુલ, શગલ–ને કામે લાગ્યો ઉપરથી] કામમાં લાગેલો.

ડા. મોઝીઝ–(અં) ડાકટર મોઝીઝ, મોઝીઝ નામનો ડાકટર.

સુંસરા–સીધા.

આવેશ–(સં) લાગણી, જુસ્સો

' પલાયમાન થઇ ગયાં '– ત્યાંથી નાશી ગયાં.

નાસાનાસ–દોડાદોડી.

આભી–દીંગ, એકદમ નવાઇ પામવીતે.

લોળાભા–ભોળાભાઇ.

ગરાશીઓ–(સ. ग्रास–કોળીયો). રાજવંશી ભાયાત, થોડોઘણો અમલ ચલાવનાર રજપૂત

મિજલસ–( આ. જલસ–તે ટોળામાં બેઠો ) ખુશાલીની મંડળી.

## પાઠ ૧૦ મો અસત્યનું, સત્ય ભાગ ૨ જો.

વ્યસન–( સં. वि+अस+नम् ) કેફી વિગેરે નુકસાન કરતા ચીજોનો દોષ ધારણ કરાવેતે.

દુરાચારી–(સં. दुस+आचारी) ખરાબ આચરણ વાળો.

ખુન–[ફા] જીવથી મારી નાંખવો કે તજવીજ કરવી તે, લોહી.

ફાંસી–ગળામાં ફાંસો ઘાલી.

ગુંગળાવી મારવો તે.

જમાવ–એક જથે એકઠા થવું તે.

'કરડે માંકડ અને મારખાય ખાટલો'–માંકડ ખાટલામાં પાકે ત્યારે ખાટલાને તડકે નાંખી ઇસને ઉપરાં ઉપર સખત ઠોકવામાં આવે છે તે.

સબૂર–(આ. સબ્ર) ધીરજ, થોભ, ખમ, સબુરી.

અનર્થ–(સં.अन+अर्थ) ખોટા અર્થનું, આફતનું, દુઃખનું (આડી લીટી છે તે તે વિભક્તિના પ્રત્યયની છે)

પરંપરા–(સં.–परम्+पदम्) અનુક્રમ, ધાટી, જેમ ચાલ્યું આવતું હોય તેમ, ધારો.

અનિષ્ટ–(स.अन्+इष्ट) ખરાબ, બુરૂં.

સંશોધન–(સં. सम्+शोध+अन) સારી રીતે શોધવાપણું

તકલીફ– (આ. કલફ–તેણે કોશીશ કરી ઉપરથી) મહેનત.

### પ્રશ્ન

૧–ભગો, ભોળાભા વિગેરે પાઠમાં આવેલાં માણસોના જાતિસ્વભાવ કહો ? અને તેની સાબીતી આપો.

૨. 'સત્યનું અસત્ય' અને 'અસત્યનું સત્ય' એ બેમાં સાચું શું?

૩–'આ અનર્થ– પરંપરાનું કારણ થયો.' એ વાકયનું પદચ્છેદ કરે.

### સાર.

'મૂળશંકરે પોતાની સ્ત્રીના કહેવાથી 'સત્યનું અસત્ય' બનાવ્યું તે પ્રમાણે ડો. મોઝીઝ, ભોળાભાએ પણ ચાલુ રાખ્યું અને છેવટે મરવાનો વારો ભગાનો આવ્યો. એટલે જે 'સત્યનું અસત્ય' થએલું ને ન્યાયાધીશથી પણ પકડી શકાયું

નહિ તેથી ' અસત્યનું સત્ય ' ફાંસીના હુકમથી આપણે જાણ્યું. પરંતુ ભોળાભા, ડો. મોઝીઝ અને મૂળશંકરે, મન ઉપર સત્યનું દબાણ થવાથી ખરી હકીકત જાહેર કરી; અને છેવટ 'શુદ્ધ ન્યાય થયો.' જો સત્ય હંમેશાં જાહેર કરવામાં ન આવે તો સત્યનું સંશોધન પ્રભુ શિવાય બીજા કોઇથી પણ થઇ શકતું નથી. માટે દરેક કામની સરળતા અને અને શુદ્ધતા જે સત્યથીજ થાય છે, તે હંમેશાં જાળવી રાખવા ચુકવું નહિ, એ પણ આપણો એક સાચો ધર્મ છે. યુધિષ્ઠિર જેવા ધર્મરાજાથી પણ 'નરોવા કુંજરોવા' બોલા યાથી અર્ધ કરતાં પણ વધુ સત્ય ખોવાયું હતું. માટે એવું પણ ન થાય તે માટે ખાસ કાળજી રાખવાની છે.

## પાઠ ૧૧ મો પારો.

પારો–[સં. પારદ] ચળકતી પ્રવાહી ધાતુ, રસરાજ, મોંમાં નો પારો (જેમાં દાંત જડા-યલા છે તે)

ઉષ્ણતા–(સં ઉષ્ણ+તા) ગરમ પણું ગરમી.

અંશ–(સં) અમુક વસ્તુ કે બાબતે ઠેરવેલા ભાગ પૈકી જેટલા ગણાય તે, ડિગ્રી,

સ્ટીલ પેન–(અં) લોખંડી પેન, જીભી, ટાંક, અણીયું, સ્ટીલ, ( બીજી ધાતુની પણ હોય છે.)

ચાવી–કુંચી, કળ, કિલ્લી, ચાંપ.

થર્મોમીટર–( અં. થર્મો –ગરમી–મીટર–આપનાર ) ગરમી માપનાર આંકાવાળું કાચનું યંત્ર.

મિશ્રીત–(સં મિશ્ર+તઃ) ભેળ

સેળ કરેલું, મેળવેલું.

રજકણો—(સં रज+कण+ओ) ધુળ જેવા ભાગના દાણાઓ.

## સાર.

પારો પ્રાચીન કાળથી જણાએલો છે. કિમીયાગીરો એને પ્રવાહી ચાંદી કહે છે. 'ગેબર' નામના આરબે બારસો વખત ઠારીને ઘન કરવાનો પ્રયત્ન કર્યો હતો; છતાં ફતેહ પામ્યો નહોતો.

રસ સિંદુરમાં પારો રહેલોછે. ગંધક અને ચાંદીની સાથે મિશ્ર થએલો એ મળેછે; તેમ રસ કપૂરના રૂપે પણ મળે છે; હિંદુસ્તાનમાં, સિંગાપુર અને જાપાનથી પારો વેચાવા આવે છે. મદ્રાસઈલાકામાં, ઘણે ઠેકાણે પારો મેળવાય છે. આસ્ટ્રિઆ, સ્પેન, કેલિફોનીયા, ચીન, બોર્નિયો, અફગાનિસ્તાન અને આંદામાનમાં ભોંયમાંથી મિશ્રિત રૂપે જડવા સાથે શુદ્ધ કરાયછે.

રસ સિંદુરના પત્થર ગરમ કરી તેમાંનો ગંધક ઉડાડીમેલી બાકીના પ્રવાહીની વરાળ ઠારતાં પારો બને છે. આ સિવાય જસત પ્રમાણેજ ગંધક ને કાઢી નાંખવા ચુનો, લોખંડ વિગેરે મેળવાઇ પારો કઢાય છે; પરંતુ એ કાચો હોય ત્યારે તથા એની હવા ઝેરી હોવાથી ઘણા માણસો પારો બનાવવાના કારખાનામાં ફુટી નિકળતાં મરણ પામે છે. 'કાચો પારો ખાવો અન્ન; તેવું છે ચોરીનું ધન.' એ ખરેખર કહેવાયલું છે. કાચ, ધાતુ, કાગળ, અને ચિનાઇ વાસણને શુદ્ધ પારો વળગતો નથી. પારો ભિન્ન ભિન્ન ધાતુ સાથે મળતાં ધાતુના નામ પ્રમાણે 'અમાલ ગમ' બને છે. એ 'અમાલગમ'

નો ઉપયોગ ઢોળ ચઢાવવામાં થાય છે. આરસી કલાઇના 'અમાલગમ'થી કે હિંગળોકથી બને છે. હિંગળોકનો રંગ પાકો અને સ્વચ્છ હોય છે. એ માટે હિંગળોક બનાવવામાં પારાનો ઉપયોગ ખાસ થએલો હોય છે.

ચોકખો પારો છે કે કેમ ? તે જાણવા માટે પારાને ખુલ્લી હવામાં હલાવ્યા કરીએ અને ઉપર મેલ ન ઠરે તો ચોકખો જાણવાનોછે. તેમ જે પારાનાં રજકણ લંબાચાં નહિ પણ ગોળ અને ચપળ હોય છે તે ચોકખો ગણાય છે મેલા પારાને ઝીણી ખાંડ સાથે મેળવી હલાવીને પાતળી કાગળની* નળીમાંથી બહાર લાવતાં ખાંડ અને બીજી ભેળાએલી ચીજો કાગળને ચોંટી જતાં ચોકખો પારોજ બહાર આવે છે.

પારો તથા ગંધક સમભાગે લઈ પારો અદ્દશ્ય થઇ જાય ત્યાંસુધી ખરલ કરવાથી 'કજલી' બને છે. તે ખાસ કરીને ખસ અને દાદર ઉપર કામ આવે છે. ધંતુરો, વછનાગ, ગંધક વિગેરે સાથે મેળવવાથી ભિન્ન ભિન્ન દવાઓ બને છે તેમાંએ દેશી દવા કરતાં અંગ્રેજી દવા વિશ્વાસુ હોય છે. કારણ કે દેશી રીતે બનાવતાં કચાશ રહી જાય તો ગુણને બદલે અવગુણ કરી પાડે છે. હિંગળોક, અને રસકપૂર ઘણી જાતની માત્રા અને ગોળીઓમાં આવે છે. તે ખાસ પારાની મેળવણીથીજ બનેલ હોય છે.

પારો પ્રવાહી ધાતુ હોઇ ઘણીજ ઉષ્ણતા અને ઠંડી લાગવા છતાં વરાળ કે ઘટ બનવાના રૂપમાં મહા મહેનતે

આવી શકે છે. (ઘટ=ઘન નહિ પણ જાડો પ્રવાહી). તેથી એનો ઉપયોગ ખાસ કરીને થર્મોમિટર અને હવા ભાર માપક કે વાયુ ભારમાપક યંત્ર બનાવવામાં થાય છે.

થર્મોમીટર બનાવવા માટે કાચની પાતળી પણ એક છેડે પોલી લખોટીના આકારની અને બીજે છેડો પોલોજ હોય એવી નળી લઇ તેને ગરમ કરી હવા કાઢી નાંખી માંહે પારો ભરાય છે. જેમ જેમ હવા નીકળતાં ખાલી જગ્યા પડે તેમ તેમ પારાથી રોકાતી જાય છે. એ પ્રમાણે પુરેપુરી નળી ભરાઇ રહ્યા પછી તેને અનહદ ગરમીથી એજ નળીમાં ઉકાળવામાં આવે છે એટલે પાતળામાં પાતળો પારો નળીમાં રહેલો હોય છે અને વધારાનો બહાર નીકળી જવા દેવો પડે છે. જ્યારે ઉકળી ને બહાર જવાનું કામ બંધ થાય છે ત્યારે એકદમ નળીનું મોં બંધ કરી લેવામાં આવે છે. અને પછી બરફ તથા મીઠું મેળવેલા મિશ્રણમાં સખત ઠંડી અપાય છે એટલે પારો ઘટ થઇ જાય છે, ત્યાં આગળ નળીપર નિશાન કરી લેવાય છે. અને પછી વધુમાં વધુ ગરમી જે નળીનો છેરો એ બે વચ્ચે અનુકુળતા પ્રમાણે ૧૦૦,૮૦ કે ૧૦૦૦સુધીના ભાગ પાડે છે તે દરેક ભાગ અંશ કહેવાય છે, સેંટીગ્રેડ ૧૦૦ અંશનું, રોમર ૮૦ અંશનું અને ફેરન હાઇટ ૧૦૦૦ સુધીના અંશ વાળું ગણાય છે. પાઠમાં જે ચિત્ર આપેલું છે. તે ફેરન હાઇટ તાવ માપવાનું છે.

હવા ભાર માપક યંત્ર માટે માત્ર એક છેડે બંધ એવી પાતળી નળીમાં થર્મોમીટરની પેઠે પારો ભર્યા પછી એકદમ પારાના ભરેલા પ્યાલામા ઉંધી વાળવામાં આવેછે. આથી નળી માંનો પારો પ્યાલામાં આવે છે કે ઉલટો પ્યાલામાંનો નળીમાં પણ ચઢેછે ટુંકમાં નળીમાંના પારા ઉપર નળીમાં જરાપણ હવા હોવી જોઇએ નહિ એવી રીતે ગોઠવાય છે. પછી તેના પણ ભાગ થર્મોમીટર માફક પાડેલા હોય છે. સખત ગરમીથી હવા પાતળી થતાં પ્યાલામાંના પારા ઉપર હવાનું દબાણ ઓછું થાય છે તેથી નળીમાંનો પારો નીચે ઉતરે છે. અને હવા ભારે હોય છે ત્યારે પ્યાલામાંના પારા ઉપર હવાનું દબાણ થતાં નળીમાંનો પારો ઉંચે ચઢે છે. આ યંત્રથી પવનનું કે વરસાદનું તોફાન, પર્વતની ઉંચાઇ અને હવાનું પલટાવું ચોક્કસ રીતે જણાય છે. સાધારણ રીતે પારો પાણી કરતાં ૧૩॥ ગણો ભારેહોવાથી હવા ભારમાપક યંત્ર જો પારાનું અને પાણીનું બનાવીએ તો સાધારણ હવામાં પારો ૩૦ ઇંચની ઉંચાઇએ ટકી શકે છે. ત્યારે પાણી ૩૨ ફુટ ઉંચાઈ સુધી ટકી શકે છે.

પારો એ એકજ ધાતુ પ્રવાહી હોઇ, ઘન કે વરાળના રૂપમાં સહેલાઇથી ન આવનારો છે, તેમ ચળકતો, પ્રવાહી, સફેદ, અનાજને સડતાં અટકાવનાર, ધાતુની શુદ્ધતા કરનારો,ચપળ, યંત્ર બનવામાં ઉપયોગી, રંગ પાકા બનવામાં ઉપયોગી, તથા ઔષધ અને દવામાં ઉપયોગી, ગણાય છે.

## पाठ १२ मो

### सपुत कपुत.

सपुत–(सं.स+पुत)સારો છોકરો.

कपुत–(सं.क+पुत)ખરાબ છોકરો

तेह–(सं.) તે.

निज–(सं.) પોતાનું.

छिद्र–(सं.) દોષ, ખામી, ઝીણું કાણું.

परवश–(सं.) પારકાને તાબે.

शामळ–(सं.श्याम) કવિનું નામ (એ શામળભટના નામથી ખાસ ઓળખાઈ છપ્પામાં એનો પહેલો નંબર ગણાએલો છે. ઇ. સ. ૧૬ માં સૈકામાં એ અમદાવાદ નજીક વેંગણપુરમાં રહેતો હતો. એણે કવિતાંમાંજ બોધદાયક વાર્તાઓ સારામાં સારી લખી છે.)

कपुत पुत–પુતમા કપુત કે કપુત પણ પુત.

सिधे–(सं.) સાથે.

अधर्म–(सं. धर्म એટલેવાજબી ધર્મથી ઉલટું, જુદું, ખોટું.

दुःखदां–(सं.) 'दां' પ્રત્યય તિરસ્કાર દર્શક છે.

अरचिया–(सं. अर्चन) ભજ્યા, સેવ્યા.

परमारथ–(सं. परम–મોટો+ अर्थ–લાભ) મોટો લાભ ને મોક્ષ તેનું સાધન, પુણ્ય. (મોક્ષના સાધનમાં કે પુણ્ય તરીકે ખરચ્યા.)

गर्थ–(सं.) પૈસો.

हरि अर्थ–હરિને માટે કે હરિને અર્પણ કરવા.

अपयश–(सं.) યશથી ઉલટું, ફજેતી, બે આબરૂ, બદનામ.

स्वर्ग–(सं.) દેવોનું ધામ, ઉંચા સુખનું ધામ.

अति घणा–(सं.) અતિ એટલે વિશેષ એ ઘણાની હદમાં

વધારો કરી અનહદ ઘણા ગણાવે છે.

अवनि–( सं. अव्+अ+निः ) પૃથ્વી, ગ્રહ.

धन्य–( सं.) વખાણુવા લાયક ( છે ) ( કર્તા અવતાર )

સાર.

'સપુત અને કપુત કોને કહેવા? તે માટે જે ઓળખ આપી છે તે ઉપરથી જણાય છે કે દુનિયામાં કપુત થવા કોઇને પણ મન થાય નહિ. અને કદાચ કપુત બન્યા હોય તો સપુત થવા કાળજી રાખવાની હંમેશાં ટેવ પાડવાની છે?

## પાઠ ૧૩ મો.

## રાજહંસ, ભાગ ૧ લો.

રાજહંસ–( सं. हंसानां राजाः) રાતી ચાંચ અને રાતા પગ તથા ધોળી કે કાળી પાંખવાળો હંસ.

સ્થળચર–( सं.) જમીનપર રહેનાર.

જળચર–( सं. ) પાણીમાં રહેનાર.

બુચ–શીશીનું પોચા લાકડાનું ઢાંકણુ.

( ભૂમધ્ય સમુદ્રની આજુબાજુના મુલકમાં એનું ઝાડ થાય છે; ફક્ત ચૂના સિવાયની તમામ પ્રકારની જમીનમાં એ થાય છે. વીસથી ત્રીશ વર્ષનું થતાં એની છાલ પોણાથી ત્રણ ઇંચ સુધીની જાડાઇની ઉતરે છે. દોઢસો વર્ષ ઝાડ જીવે છે. દર દશ વર્ષે એની છાલ ઉતારાય છે. જાડા રબરની જગ્યાએ બુચના ઝાડની છાલ વપરાય છે. )

હંસ ગામિની–( सं.) હંસની પેઠે સુંદર ચાલ ચાલનારી સ્ત્રી.

ઑસ્ટ્રેલિઆ–(અં.) પૃથ્વીના નકશામાં અગ્નિ ખૂણામાં આ-

વેલો મોટો બેટ. (એના ઉપરથી પાંચમાં ખંડ તરીકે ઓશિઆનિઆ ખંડ નામ પડેલું છે)

'તેને મથાળે કાળા મોટા ગાંઠા જેવું હોય છે'–કૃપાળ અને લાલ ચાંચના ભાગના જોડાણ આગળ હોયછે.

## પાઠ ૧૪ મો

## રાજહંસ, ભાગ ૨ જો.

મોખરે–(સં. मूल.)સૌથી આગળ, અગ્રે, આગલા ભાગમાં, આગેવાનીમાં.

કુચ–(ફા.) રવાના થવું, ઉપડવું, મુકામ ઉઠાવી આગળ ચાલવું તે ભોટવો, કુજો.

પ્રચલિત–(સં. प्र+चल्+इत) ચાલતું આવેલું, લોક રૂઢિનું, કબુલ કરેલું, લાંબુ ગયેલું, ઉત્તમ રીતે ગયેલું ચાલુ.

રોમ–(અં.)ઇટલિની જુની રાજધાની, પોપની ગાદીવાળું શહેર.

કીકીઆરી–રાઢ, ભયંકર પીડાનો તીણો અને મોટો અવાજ, ચીસાચીસ.

પ્રકૃતિ–(સં. प्र+कृ+तिः) મુળ સ્વભાવ, કુદરત, મુળબંધારણ, અનાદિમાયા, આરોગ્ય, રૈયત, પ્રધાન.

પ્રહાર–(સં.) માર, આઘાત, ઘા, ઝટકો, ઝપાટો, ફટકો.

કોલું–(સં. कोल) શિઆળવું.

હિમાલયમાં માનસ સરોવર છે,'–હિમાલય ઉપર તિબેટમાં માન નામનું મોટું તળાવ છે, તેમાં મોતી પાકે છે અને તેનો ચારો હંસ ચરે છે; એમ કહેવાય છે.

વિહાર–(સં. वि+हृ+रः) ગમ્મતને માટે ફરવું તે ભટકવું તે, બૌદ્ધ ધર્મનું દેવાલય,

ગમ્મત, ખલ્લો, એક જાતનું પક્ષી.

### સાર.

"પક્ષીમાં સ્થળચર અને જળચર એવા બે વર્ગ છે. સ્થળચર પક્ષીનો ઘણો ભાગ ઉંચે ઉડી શકે છે, ત્યારે જળચર પક્ષીનો વર્ગ ઉંચે ઉડી શકતો નથી. ગરુડને આપણે આકાશનો રાજા ગણીએ છેએ, તે સ્થળચર પક્ષીના વર્ગનો છે. ત્યારે જળચર પક્ષીનો રાજા રાજહંસ છે. ગરૂડ કરતાં રાજહંસ કદમાં મોટું પક્ષી છે. જોકે રાજહંસ પણ કેટલીકવાર જળચર પ્રાણીનો આહાર કરે છે પરંતુ ગરૂડ જેટલો નહિ. શોભામાં અને ચાલમાં રાજહંસ શ્રેષ્ઠતા ધરાવે છે. સરસ્વતી માતાનું વાહન હંસને મોર છે.

## પાઠ ૧૫ મો.

### ચાહ, ભાગ ૧ લો.

ચાહ—(સં. उत्साह)ચા, સ્હા, ભાવ, પ્રેમ, પ્યાર, ઇચ્છા, એક જાતની વનસ્પતિ,

સ્વાભાવિક—(સં.) અસલ, કુદરતી.

૧૦૦ ઇંચ—વરસાદની મોસમમાં બધો મળી ઓછામાં ઓછા સો ઇંચ.

(ખુલ્લી જગામાં વરસાદ પડવાથી એક ઇંચ ઉંડું પાણી થાય ત્યારે એક ઇંચ વરસાદ પડયો કહેવાય દવાખાના વિગેરે સ્થળે વરસાદ માપવાનાં યંત્ર હોય છે. ઇંચના સો ભાગ કરેલા હોય છે તે દરેક ભાગ ટોકડા કહેવાય છે.)

નીંદવું—ખેતરમાં તુલકે કસણ વિનાનું નકામું ઘાસ વિગેરે હોય તેમે કાઢી

નાંખવું તે.

નીલગિરિ=(સં)મદ્રાસ ઇલાકામાં આવેલો એ નામનો પર્વત.

ઉત્તમતા=(સં) ઉત્તમપણું.

અધમતા=(સં) હલકાપણું.

કથરોટ=(સં काष्ठिका) મોટી થાળી, લાકડાનું કે ધાતુનું ઉંચા કાનાવાળું ગોળ અને છીછરૂં વાસણ.

વીટો=ગોળ ઘડી, ભૂંગળા જેવા આકારનું વીટેલું તે.

સોરમ=ગંધ, વાસ, સુગંધ, ખુશબો.

## પાઠ ૧૬ મો.

## ચાહ, ભાગ ૨ જો.

'પેટીને સીસાનાં પતરામાં ઉતારવામાં આવે છે'=પ્રથમ સીસાના પાતળા પતરાની પેટીમાં ભરી તે પેટીને દેવદારના પાટીઆથી જડવામાં આવ છે, બીસ્કીટ વિગેરેની પેટીની માફક.

પીકો=(સફેદ બાલ કે વાળ) જેવા કુમળા નાનાં પાંદડાંની બનેલી ચાહ.

પીકો સુચોંગ=(નાનીજાતની) પીકો જેવી નાની જાતની ચાહ.

પુષ્પિત પીકો=ફુલની પેઠે કોમળતા વાળી નાની ચાહ.

કોંગો=(મજુરી) ઘણી મહેનતે તૈયાર થતી ચાહ.

લોહચુંબક=( સં ) ચમક પહાણ, લોઢાને ખેંચવાના ગુણવાળો પત્થર જેવો પદાર્થ.

(પૃથ્વીના ઉત્તર ભાગમાં ખનિજ પદાર્થ તરીકે વિશેષ રહેલ છે, તેમ દરિઆકાંઠા નજીક પણ કેટલેક સ્થળે હોય છે. સોની, મોચી વિગેરે કારીગર લોકો લોહચુંબક રાખે છે. 'ચુંબક નચવે લોહને,

શાખે ઉત્તર દિશ, હોકાયંત્ર
થકી ખરે, નાવિક દે આશીશ.'
ચુંબક પાએલી લોઢાની સોયજે
યંત્રમાં ગોઠવેલી હોય છે તેને
હોકા યંત્ર કહે છે. હોકાયં-
ત્રમાં સોયના છેડા હંમેશાં
ઉત્તર દક્ષિણજ રહે છે, આથી
દરિયામાં દિશા જાણવા નાવિ-
કને જરાએ હરકત પડતી
નથી. )

અભ્યાગત=( सं—अभि +
आ+गम्+क्त:)અતિથિ, પરોણો,
મેમાન.

જઠરાગ્નિ(सं) પેટનો અગ્નિ,
પાચન શકિત, ખોરાક પચાવે
એવો પેટમાં રહેલો રસ તે.

મંદ=(सं) ધીમો.

સાર

'ઇ. સ. ની ચોથી સદીથી
ચીનમાંથી ચાહ ઓળખાતી
થઇ છે. શરૂઆતમાં દર રતલે
૧૦ થી ૫ પોંડ કીમત પડતી
હતી. હિંદમાં ઇ. સ. ૧૮૨૦
થી ચાહ દાખલ થઇ છે.
આસામમાં આવેલા લખમી-
પુરમાં પહેલો ચાહનો બગીચો
ઇ. સ. ૧૮૩૫ માં કરવામાં
આવ્યો હતો. ૧૮૩૯માં સિ-
લોનમાં જાણીતી થઇ હતી.
૨૫ થી ૬૦ અંશની ગરમી-
વાળા અને ૧૦૦ ઇંચથી
ઓછો વરસાદ ન પડે
એવા ભાગમાં એની ખેતી
થાય છે. ખુશબોદાર બનાવવા
એનાંજ કે બીજાં ખુશબોદાર
ફૂલો ભેળાય છે. ચીનમાં એની
જુદી જુદી જાતો તૈયાર થાય
છે; જેવીકે કાળી અને લીલી.
કાળી ચાહમાં પણ કૅાપાંઇ,
કૅાંગોઉ, પીકો, પોચોંગ, બોહીઆ
એ સૌથી જાણીતી છે. લીલામાં
કોમન, હેસંન, ઇસ્કીન, તાવનકો,
ગનપાઉડર ચાહ, અને યોંગ
હેસંન જાણીતી છે. હિંદમાં

નીલગિરિની, દાર્જીલીંગની, વિગેરે સ્થળોમાં પાકુથી સ્થળ ઉપરથી ગણાતી જાતો થાય છે.

ઝાડપરથી પાંદડાં તોડવાની મોસમ ત્રણ છે–વસંતઋતુ બેસતાં, વસંતઋતુની આખર પહેલાં અને ગ્રીષ્મઋતુ બેસતાં પહેલી ઋતુવાળી ચાહ ઉત્તમ હોય છે.

ચીન, જાપાન, કોરિઆ, તાતર, મોંગોલીઆ, હિંદીચીન, હિંદુસ્તાન, સિલોન, અને દક્ષિણ આફ્રિકા વિગેરે સ્થળે ચાહની ખેતી બગીચાઓમાં થાય છે.

હિંદુસ્તાનમાં જે લીલી ચાહ ગણાય છે તે સુગંધીવાળું તીખાશ પડતું એક જાતનું ઘાસ છે. તેમાંથી તેલ કઢાયછે. એ તેલ કોલનવોટર, સંધીવાની દવા, કોલેરાની દવા, કાળી દરાજનો મલમ, અને ખરાબ ગંધ દૂર કરવા વિગેરે કામમાં આવે છે. એ તેલ પીળું, પારદર્શક અને તીખાશવાળું હોય છે.

તાજી ચાહ કેફી હોય છે, તેને વરસ છમાસ રાખ્યા પછીજ ઉપયોગમાં લેવાય છે. બજારમાં ખાસ કરી આખી, મધ્યમ અને ભૂકાના રૂપમાં વેચાય છે. તેમાં આખી ચાહ ઉત્તમ હોય છે. એક વખત પીવાઇ ગયેલી ચાહનો કુચો પણ સૂકવીને બીજી સારી ચાહમાં ભેળી પેક કરી વેચનારા વેચે છે. કેટલાક વેપારીતો હલકી ચાહને કાથાનો કે સ્હેજ અફીણનો પાસ આપીને સારી ચાહ તરીકે વેચે છે. ડબ્બાઓમાં કે છુટક પેટીમાં વેચાય છે. ઘણી ચાહના નામ વેચનાર કે ચાહની ખેતી કરનાર કંપનીના નામપરથી પડેલાં હોય છે.

દરેક દેશમાં પીવા માટે ચાહ

જુદી જુદી રીતે તૈયાર કરાય છે. મોંગોલ અને તાતાર લોકો ઉકાળી તેમાં મીઠું ને ચરબી નાંખી સખત ઉકાળ્યા પછી દૂધ કે માખણ મેળવી દિવસમાં ૨૦ થી ૪૦ વખત પીએ છે. અને કેટલાંક અઠવાડિઆં ચાહ પરજ જીવન નિભાવે છે. દક્ષિણ અમેરિકામાં આપણી પેઠે બનાવ્યા પછી કુચોપણ ચાવી ખવાય છે. ચાહમાં જે તેલી તત્વ રહેલું છે તે ઉડી ન જાય માટે એને બહુ ઉકાળવી નહિ કે કાંતો ગરમ પાણી ચાહપર રેડવું સારૂં છે.

દારૂ અને બીડીના વ્યસનની પેઠે ચાહનું વ્યસન વધી ગયું છે. તે એટલે સુધીકે ટાઢ કે તાપ જોવાતાં નથી. અને વળી દિવસમાં બેચાર કે વધુ વખત પણ પીવાય છે. હોટલો વધી પડી છે; દૂધ અને ખાંડ મોંઘાં થવા લાગ્યાં છે, તબીયતને તાત્કાલિક લાભ જણાય છે. પણ પાચનશક્તિને હાનિ થતી હોવાથી શરીર બળઘટતાં રોગ વધવા લાગ્યા છે. સ્વચ્છતા પણ ઓછી થવા લાગી છે. પરદેશી કંપનિવડે એની ખેતી ચાલતી હેવાથી પૈસો પરદેશ ઘસેડાવા લાગ્યો છે. દેશી ભાઇઓ જે મજુર તરીકે કામ કરનારા છે તે દુ:ખી થવા લાગ્યા છે, ખાંડ અને દૂધ વિના ચાહ સ્વાદમાં સારી લાગતી નથી. માટે એવી ચાહ પીવા કરતાં દેશી ચાહ તરીકે તુળસીનો કાવો મીઠું નાંખી પીવાય તો ચાહનું વ્યસન જવા સાથે ઉલટો તબીઅતમાં ફાયદો થાય તેમ છે.

## પાઠ ૧૭ મો

## ખાવા પીવા વિષે સલાહ.

'અન્ન જીવાડે ને અન્ન મારે'-

રૂચિ પ્રમાણે જરૂર પુરતું ખવાય તો અન્ન જીવાડનાર ગણાય; પણ રૂચિ વગર સ્વાદની ખાતર અન્ન ઠાંસી ઠાંસીને ખવાયતો મારનાર ગણાય છે. (કદાચ મરીએ નહિ તો માંદા તો જરૂર પડીએજ. દુનિયામાં આપણે 'ખાવા માટે જીવવાનું નથી પણ જીવવા માટે ખાવાનું છે.' એ ખાસ યાદ રાખવાનું છે)

નિયમિત–(સં.)નિયમપ્રમાણે, નિયમમાં આણેલું, સરખું.

મિત–(સં.) માપેલું, પચે એટલું.

વિક્ષેપ–(સં. वि+क्षिप)આંતરો, અડચણ, હરકત, વાર, આડ, અટકાવ, વિલંબ.

હાનિ–(સં. हन्) નુકસાન.

વ્યકિત વ્યકિત–(સં. वि+अंज् +ती) એકેક ચીજ કે માણસ, (એનાથી ઉલટો 'જાતિ' સમુહ)

પ્રવૃત્તિ–( સં. प्र+वृत्+तिः ) ઉદ્યોગ, યત્ન. (એનાથી ઉલટો 'નિવૃત્તિ')

અર્ધચર્વિત–(સં.चर्वित ચાવેલુ) અડધું પડધું ચાવેલુ(પુરેપુરૂં ચાવવા માટે 'चर्वित चर्वण'– ચાવેલાને ફરીફરી ચાવવું તે છે)

'પાચન ક્રિયા કરનાર રસો'– (થુંક, જઠરરસ, પિત્તરસ, કલેજાનો રસ, આંત્રરસ.)

રસાયણિક–(સં. रसस्य+अयन+इक) રસાયણ શાસ્ત્ર પ્રમાણે. (પદાર્થો અમુક પ્રમાણમાં મળવાથી અમુક નવીન પદાર્થ થાય છે, એ જણાવનાર શાસ્ત્ર તે રસાયન શાસ્ત્ર)

નિશ્ચિંત–(સં. निः+चिंत–चिंता ચિંતાવગર, નિરાંત.

વિચારમગ્ન–(સં.) વિચારમાં ડુબેલું.

અલબત–(ફા.: અલબત્તહ) ખરેખર, ખચીત, ખસુસ, બેશક.

નીભે–ઘણો વખત ટકે, ચાલ્યા

કરે, પુરૂં થાય, જેમ તેમ કરીને ચાલે.

સાર.

'ખાવા પીવામાં ખાસ કરી શરીર ન બગડે તેની કાળજી રાખવાની છે. મિષ્ટાન મળ્યાં કે ખા ખા કરવાથી શરીર બગડ્યા વિના રહેતું નથી. ભૂખ ને તરસ ખાતરજ ખાવા કે પીવાનું છે, નહિ કે ખાવાપીવા ખાતર ભૂખ કે તરસ પેદા કરવાનું મન કરવું. નિયમિતપણે સાદાઈથી કામ કરવા સાથે ખાવા પીવાની ટેવ પણ પાડવાથી શરીર બગડતું નથી. ખાસ કરી હવા પાણી અને કામ ધંધા ઉપર આધાર રાખી ખાવા પીવાનો આધાર રાખવાનો છે. કેફી પદાર્થો ખાવા પીવાથી ધીમે ધીમે શરીર ઘસાય છે, કારણકે મન ઘસાતાં શરીર એની મેળેજ ઘસાય. ને શરીર ઘસાતાં મન ઘસાય એ દેખીતું છે માટે મન લોભાઈ જાય નહિ એ માટે સંયમ પાળવાની એટલે મનને કબજે રાખવાની ખાસ જરૂર છે. 'ગીતામાં કહ્યું છે કે–મધ્યમસર રહેનારને પ્રભુ મદદ કરે છે.' તો ભુખ કે તરસ મારવાં નહિ તેમ એને જાગૃત પણ કરવાં નહિ. તોજ શરીર સચવાવા સર્વ ધર્મ મનુષ્ય તરીકેના સચવાય છે. ને પ્રભુની મદદ મેળવાય છે.

## પાઠ ૧૮ મો.

## ભીષ્મ પિતામહ, ભાગ ૧લો.

ભીષ્મ–(સં.) ભયંકર પ્રતિજ્ઞા લઇ પાળનાર, ગાંગેય.

શંતનુ–(સં.) રાજા પ્રતાપના ત્રણ પુત્રમાંના નાના પુત્ર.

(ચંદ્રવંશી હાસ્તિનાપુરના ૨૧ મા રાજા. એ સૌથી નાના હોઇ

ગાદીએ બેસવાથી ૧૨ વરસ વરસાદ પડયો નહોતો, ત્યારે વડા ભાઇ દેવાપિ પાસે જઇ ગાદીએ આવવા વનંતિ કરી. પણ તેણે માની નહિ અને કહ્યું કે યજ્ઞ કરો એટલે વરસાદ આવશે. તે પ્રમાણે કરવાથી વરસાદ આવતો થયો હતો. એ મૂર્તિમાન ગંગાને પરણ્યા હતા કારણકે એક વખતે બ્રહ્માને ત્યાં સભામાં મૂર્તિમાન ગંગાનું વસ્ત્ર પવનથી જરા ઉંચું થવાથી સર્વ સભાએ નીચું જોયું પણ શંતનુ જે આગલે અવતાર 'મહાભીષ' રાજા તરીકે હતા તેણે નીચું ન જોયું ને સામુ જોઇ ગંગા હસ્યાં. આથી બ્રહ્માએ શાપ દીધો હતો કે મૃત્યુલોકમાં પડી સંસાર માંડજો.' આથી મૂર્તિમાન ગંગા સાથે પરણ્યા હતા. પણ ગંગાની સરત એ હતી કે જે સંતાન થાય તેને નદીમાં નાંખી દેવાં પડે. સાત સંતાનને તો નાંખી દીધાં. ને આઠમા દેવવ્રત-ભીષ્મ જન્મ્યા ત્યારે શંતનુએ કહ્યું કે વંશ રહેવા આને રહેવા દે. ત્યારે ગંગાએ રીસાઇને ચાલવા માંડયું-ત્યારે શંતનુએ કહ્યું કે, પુત્ર મોટો કરી આપવાની શરતે દેવવ્રતને લઈ જાઓ ગંગા સાથે લઇ ગયાં ૨૪ વર્ષનો દેવવ્રત થતા સુધી ભણાવી તૈયાર કરી શંતનુને પાછો આપી ગયાં.)

ચંદ્રવંશી-(સં.)ચંદ્રથી ચાલેલો વંશ.

(ચંદ્રનો પુત્ર બુધ, બુધનો પુરૂરવા, પુરૂરવાથી સતયુગ પુરો થયો. દ્વાપરમાં એ વંશનો છેલ્લો રાજા રૂક્ષ. અને કલિયુગમાં છેલ્લો રાજા ક્ષેમક હતો એના પછી નંદવંશ ચાલ્યો છે.)

ગંગા-(સં)હિમતનયા. આકાશ ગંગા, જાન્હવી, વિષ્ણુપદી, મંદાકિની, પાપમોચિની, ત્રિપથગા, ભાગીરથી.

(શિવ સતીને પરણાવતાં ગોર તરીકે બ્રહ્મા હતા તે સતીનું રૂપ જોઇ મોહિત થવાથી દેવોએ પોતાના તેજ વડે જળ પેદા કરી બ્રહ્માને હંમેશાં સાથે રાખવાનું કહી કમંડળમાં ભરી આપ્યું જ્યારે વિષ્ણુએ વામનરૂપે બલિરાજાને ચાંપતાં એક પગલું સ્વર્ગમાં મૂક્યું, ત્યારે બ્રહ્માએ એ જળ વડે વિષ્ણુનો અંગુઠો ધોઇ પીવાથી તે રેલો ચાલ્યો તે સ્વર્ગગંગા વિષ્ણુપદી કે આકાશ ગંગા કહેવાયાં વળી એમ પણ કહેવાય છે કે શિવજીના તાંડવ નૃત્ય પ્રસંગે દેવોએ પોતાના તેજનો જળ રૂપ પ્રવાહ ચલાવ્યો તે એ ગંગા. વળી બલિરાજાએ જે પાણીથી વામનજીના પગ ધોએલા ને તેનો રેલો ચાલેલો તે એ ગંગા ગમે તેમ હોય પણ આકાશ ગંગાને સૂર્યવંશી ભગીરથ રાજાએ પૂર્વજોનો ઉદ્ધાર કરવા મહાન્ તપ કરી સ્વર્ગમાંથી મૃત્યુ લોકમાં આણ્યાં. સ્વર્ગમાંથી પડતાં ધોધનું બળ કોઇથી ન સહન થવાથી શિવજીએ પોતાની જટામાં ઝીલી લઇ રાખ્યાં. વળી ભગીરથની વિનવણીથી એક લટ શિવજીએ છુટી કરી તેનો પ્રવાહ ચાલ્યો. રસ્તામાં જન્હુ ઋષિ તપ કરતા હતા તેની સામગ્રી ઘસડાવથી પ્રવાહનું પાન કરી ગયા પણ ભગીરથની વિનંતિથી જાંઘમાંથી પ્રવાહ ચાલું કર્યો માટે જાન્હવી,

સ્વર્ગમાંથી પડીખારા સમુદ્રને મળવા પ્રસંગ આવ્યાથી એ મંદાકિની–ધીમા આકીન ચાળી પણ કહેવાઇ છે.)

વસિષ્ઠ–(સં.) સૂર્યવંશી રાજાના કુળ ગુરૂ, સપ્તઋષિમાંના એક.

(એની સ્ત્રીનું નામ અરુંધતી એણે વેદ ઉપર વિવેચન કર્યું છે. રામચંદ્રજીને યોગ સમજાવ્યો હતો તે યોગ વાસિષ્ઠના નામે પ્રસિદ્ધ છે. વિશ્વામિત્રને તપ કરી આવ્યા છતાં રાજર્ષિ કહેતા હતા. તેથી વિશ્વામિત્રે એના પુત્રોનો નાશ કર્યો હતો ને છેવટે એનો પણ નાશ કરવાનો ઠરાવ કરી વિશ્વામિત્ર એની ઝુંપડી પાછળ સંતાઇ રહ્યા હતા. એ વખતે અરુંધતીએ ચંદ્રનું શાંત તેજ જોઇ એને પૂછયું કે "આવું તપ કોનું હશે'? વશિષ્ઠે કહ્યું વિશ્વામિત્રનું આ સાંભળી વિશ્વામિત્ર હથિઆર નાંખીદઇ દોડી આવી પગે પડયા કે તરતજ એણે કહ્યું કે આવો 'બ્રહ્મર્ષિ' કેવી ઉદારતા?)

વેદાંગ=(સં) વેદના શબ્દનું જેમાં જ્ઞાન છે તે શાસ્ત્ર.

(એ છ છે. શિક્ષા (બોધ), કલ્પ (કર્મવિધિ), વ્યાકરણ, છંદ, જ્યોતિષ, નિરૂકિત (અવાજનું સ્પષ્ટી કરણ,)

દેવરાજ સમાન=દેવોના રાજા ઇંદ્રના સરખા.

શુક્રાચાર્ય=(સં) દૈત્યના ગુરૂ (એ એક આંખે કાણા થયા હતા. કારણકે પોતાના યજમાન બલિરાજાએ ના કહ્યા છતાં વામનજીની માગણી માટે જળ મૂકવા માંડયું. ત્યારે

દાઝથી લોટીના નાળચામાં સૂક્ષ્મરૂપે પાણી ન પડે માટે ભરાયા ત્યારે વામનજીએ દર્ભની સળી દાખલ કરી કે કાણા થઈ બહાર નિકળ્યા. એ મોટા કવિ, વિદ્વાન, અને મોટા યોદ્ધા તરીકે પ્રખ્યાત થયા હતા એની પાસે સંજીવિની વિદ્યા હતી.)

બૃહસ્પતિ=(સં) દેવોના ગુરૂ, એ નામનો ગ્રહ, એ નામનો વાર તે ગુરૂ.

( શુક્રાચાર્ય સાથે હંમેશાં સ્પર્ધા રાખતા હતા. પોતાના પુત્ર કચને શુક્રાચાર્ય પાસે સંજીવિની વિદ્યા પ્રાપ્ત કરવા દેવોના કહ્યાથી મોકલ્યો હતો કચે શુક્રાચાર્યની પુત્રી દેવયાનીની પ્રીતિ મેળવી વિદ્યા શીખી હતી. પણ દેવયાનીએ કચને પોતાની સાથે પરણવાનું કહેતાં તે કચે ન માન્યું આથી દેવયાનીએ શાપ દીધો કે શીખેલી વિદ્યાજજો. પણ કચે દેવોને શીખવી હતી. તેથી દેવો પાસે વિદ્યા ટકી હતી. ત્યારથી દેવો સંજીવિની વીદ્યા જાણતા થયા હતા.

પરશુરામ=(સં) વિષ્ણુના દશ અવતારમાંના છઠ્ઠા અવતાર.

( એ જમદગ્નિ ઋષિના પુત્ર હતા માતાનું નામ રેણુકા હતી. શિવજીપાસે ભણેલા ક્ષત્રિઓએ ઋષિને દુઃખ આપવા માંડયું. ત્યારે વિષ્ણુએ પોતાનો અંશ એનામાં મુક્યો હતો જ્યારે સહસ્ત્રાર્જુન ૧પતાની કામદુધા છીનવી ગયો ત્યારે એણે સહસ્રાર્જુન અને તેના હજારમાંના નવસો પુત્રોને મારી નાંખી ગાય

લાવ્યા હતા. પણ રાજાની હત્યાનો દોષનિવારવા યાત્રા જવું પડયું હતું એક વખત એની માતા નદીએ પાણી ભરવા ગયેલી ત્યાં તે રોકાઈ હતી કારણકે ગંધર્વને સ્રીઓ સાથે જળ ક્રીડા જોવામાં ગુંથાઇ હતી. એ વાત જમદગ્નિએ જ્ઞાનથી જાણી ક્રોધથી પોતાના ત્રણ પુત્રોને કહ્યું કે રેણુકાને પરપુરૂષ જોવાની ટેવ હોવાથી મારી નાંખો કોઈની હિંમત ન ચાલી, ત્યારે પિતાના કહેવાથી પરશુરામે ત્રણભાઇને તથા માતાને મારી નાંખ્યાં પિતાએ ખુશથઇ વર માગવાનું કહેતાં ચારેને જીવતાં કરવા માગણી કરવાથી પિતાએ જીવતાં કર્યાં હતાં. પણ હત્યા નિવારવા ભાઇઓ સાથે યાત્રાએ ગયા; તેવામાં સહસ્રાર્જુનના છટકી ગયેલા ૧૦૦ પુત્રાએ પિતાનું વેરવાળવા જમદગ્નિને મારી નાંખ્યા. રેણુકાએ એકવીશવાર છાતી કુટી તેથી પરશુરામે પણ લીધું કે એકવીશવાર પૃથ્વી નક્ષત્રિય કરીશ. તે પ્રમાણે કર્યું. શિવજીએ ત્ર્યંબક ધનુષ આપ્યું હતું, ને કહ્યું હતું કે જ્યારે આ ધનુષ્ય તૂટશે ત્યારે તારૂં તેજ જશે. તે પ્રમાણે રામચંદ્રજીએ ધનુષ્ય તોડયું ત્યારે તેજ ગયું હતું. ભીષ્મની સાથે લડતાં ક્ષત્રિયને ન ભણાવવાનું પણ બધું હતું છતાં કર્ણ છેતરીને ભણી જવાથી તેની વિદ્યા ફોક કરી હતી. એ ચિરંજીવી છે.તાર્તરીના ઉંચા ભાગને મેરૂ—મંદરાચળ—કહે છે ત્યાં તપ કરતા કહેવાય છે)

અસ્ત્ર શસ્ત્ર વિદ્યા=(सं. अस्त्र બાણ જેવાં હથિઆર. शस्त्र=તલવાર ભાલો વિગેરે છુટાં ન

ફેંકવાનાં હાથઆર) છુટાં ફેંક-વાનાં ને ન ફેંકવાનાં હથિઆર સંબંધીની વિદ્યા.

સંપાદન=(સં) પ્રાપ્તિ, કમાઇ, મેળવવાનું કામ.

રાજધર્મ=(સં.) રાજાના ધર્મો કે ફરજો.

અલૌકિક=(સં.) લોકમાં સાધારણ જોવામાં ન આવે એવું.

દેવરૂપ=(સં.) દેવના જેવું રૂપ

મધુરગંધ=(સં.) શરીરમાંથી નિકળતો મીઠોવાસ.

સત્યવતી=(સં.) માછીની કન્યા, યોજનગંધા.

(એ માછલીના પેટમાંથી માછીને મળી હતી, માટે માછીની કન્યાને દુર્ગંધ છુટતી હતી માટે મત્સ્યગંધા એક વખત પરાશર ઋષિ તીર્થ યાત્રા કરતા કરતા એની ઝુંપડી આગળ આવી ચડયા; ને માછીને પેલેપાર ઉતારી મૂકવા કહ્યું. તે માછીએ ન માન્યું પણ દયાથી સત્યવતી માછીની રજા લઇ ઉતારી મુકવા ગઇ; અર્ધી નદીએ ઋષિ મોહિત થવાથી પુત્ર જન્મ્યો તે વ્યાસ. વ્યાસ જન્મતાંજ મોટાં થઇ નાસી ગયાં. જતાં જતાં માતાને જરૂર પડે સંભારવાનું કહી ગયા. પરાશરે મંત્ર વડે એનું શરીર ચાર ગાઉ સુધી સારી વાસ છોડે તેવું કર્યું હતું. ચિત્રાંગદ અને વિચિત્ર વીર્ય શંતનુથી થયા તે પણ મરવાથી વંસ ન જાય માટે વ્યાસજીને યાદ કરી પાડું ધૃતરાષ્ટ્ર અને વિદુર પુત્રો દ્રષ્ટિમંત્રથી પેદા કરાવ્યા હતા. પાંડુનું મરણ થતાં કલિયુગ આવવાનું કહી વ્યાસજીએ એને વિધવા વહુઓ સાથે બદ્રિકેદાર મોકલ્યાં હતાં ત્યાંજ ગુજરી ગયાં હતાં.)

અત્યુત્સુક=(સં અતિ+उत्सुक

વિશેષ ઇચ્છાવાળા,

આસક્ત=(સં) ચોંટેલું, લાગેલું.

'તેઓ લેવાતા ગયા'—સૂકાતા ગયા.

ગ્રસ્ત—(સં.) ગળાએલું, સપડાએલું, પકડાએલું.

વત્સ—(સં) બાળ, બાળક, છોકરૂં, બચ્ચું, ગાયનું વાછરડું.

દીકરો—(સં. द्वारक) પુત્ર, દીવસ વાળનાર.

('દીવાળે દીકરા, કાં ધોરી કાં ધરા; કાં તો વણનાં જીંડવાં, નહિ તો તલખરા' પડતી હાલત સુધારનાર દીકરો કે બળદ કે જમીન કે કપાસ કે તલ છે. દીકરો, છોકરો, અને પુત્રનો તફાવત આ સ્થળે જાણવાની જરૂર છે. પુત્ર—પુનામના નર્કમાંથી તારનાર, અને છોકરો જો ખરાબ હોય તો પણ પોતાના નામ સાથે જોડાએલો છે.)

'શરીરનો નાશ થાયછે'—શરીરનાં સુખોનો નાશ થાય છે.

ભાવ—(સં.) લાગણી, સ્વભાવ, મતલબ, ઇરાદો, પ્રેમ, છુપો ભેદ, મન, હાલત, દર, સંશય.

નિરંતર—( સં. નિઃ+અંતર ) અંતર વગર, હંમેશાં, દરરોજ.

બ્રહ્મચર્ય—(સં.) ઇંદ્રિય દમનનું વ્રત, પ્રજા પેદા કરવાની શક્તિને નકામી ન જવા દેવી તે, પ્રભુના ફરમાન મુજબ ચાલવું તે.

ભયાનક પ્રતિજ્ઞા—ભયંકર ટેક, ડર લાગે એવું પણ, બિહામણું વચન, ડરામણો નિયમ, દારૂણ સોગન.

ઉપનિષદ્—(સં. उप+नि+पद्) બ્રહ્મવિદ્યાનું નિરાકરણ કરનાર ગ્રંથ, (આત્મા, જીવ, પરમાત્મા, અને જગત્ સંબંધી માહિતી આપનાર ગ્રંથ. )

પિતૃ ભક્તિ (સં.) ભાવથી પિતા તરફની ફરજ બજાવવી તે.

(ભક્તિ—સં. भज ભાવના, સેવા—એ નવ પ્રકારની છે. શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદ સેવા, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય આત્મ નિવેદન.)

## પાઠ ૧૯ મો.

## ભીષ્મપિતામહ, ભાગ ૨જો.

'એ સ્વયંવરમાં ભીષ્મ ગયા'—(ગાછીની કન્યા શંતનુ લાવેલા હોવાથી ન્યાત બહાર થયા હતા. માટે વગર તેડયે ભીષ્મ કન્યાઓનું હરણ કરવા ખાતર જ ગયા હતા.)

પળીઆં—(સં. पलित) પાકી ગયેલા વાળ.

અદ્વિતીય—(સં. न+द्वितीयं) એકલું, અનુપમ, એકજ, અસહચર.

શાલ્વ—(સં) પૂર્વે અયોધ્યા પ્રાંતમાં સૌભદેશ હતો તેનો રાજા (એણે રૂકિમણી હરણ વખતે શિશુપાળ તરફથી કૃષ્ણ બળરામ સાથે યુદ્ધ કર્યું હતું. યદુવંશનું નિકંદન કહાડવાનો ટેક લઇ શિવજીનું તપ કર્યું હતું, છતાં કૃષ્ણે સુદર્શન ચક્રવડે એનું માથું ઉડાડયું હતું, મોટા યુદ્ધ વખતે કૌરવ પક્ષમાં હતા.

મુશીબત—(અ) દુઃખ, હરકત

'આથી તેને ભીષ્મ ઉપર ક્રોધ ચઢયો'—શિખંડી નામે પુનર્જન્મ લઇને પણ વેર લીધું હતું.

પાંડુ—(સ.) પાંડવના પિતા. (કાશીરાજની અંબાલિકાનો પુત્ર વડાભાઇ ધૃતરાષ્ટ્ર અંધ હોવાથી ભીષ્મે એને ગાદી આપી હતી એણે અશ્વમેધ યજ્ઞ કરી છપ્પન દેશના રાજાને જીત્યા હતા.

મૃગયાના શોખીન હોવાથી એક વખત મૃગયા રમતાં કોઇ તાપસ તાપસીનું જોડું જે મૃગના રૂપમાં ક્રીડા કરતું હતું તેને બાણ મારવાથી શાપ મળ્યો હતો કે 'અમારી પેઠે તમારૂં મોત ક્રીડા કરતાં થજો' કુંતા અને માદ્રીએ આથી સ્ત્રી ભાવ છોડી સેવા ભાવથીજ સાથે રહેવા માંડ્યું. સ્વર્ગમાં જતાં પુત્ર વિના હરકત આવવાથી કુંતાએ મંત્રવડે પોતાને ત્રણ અને માદ્રીને બે પુત્ર પાંડુની ઇચ્છાથી ઉત્પન્ન કર્યા હતા. એક વખત દૈવજોગે વસંત ઋતુમાં માદ્રી સાથે એકાંત મળતાં સંગ થવાથી પાંડુનું મૃત્યુ શાપને લીધે થયું હતું અને સાથે માદ્રી સતી થઇ હતી.)

ધૃતરાષ્ટ્ર–(સં.) કૌરવના પિતા. (કાશીરાજની અંબિકાના પુત્ર. પાંડવનો ઉદય જોઇ દુર્યોધનાદિના સમજાવ્યાથીજ એની બુદ્ધિ ફરી હતી. ને કલેશ મટાડવા પાંડવને ઇંદ્રપ્રસ્થ આપ્યું હતું. મોટા યુદ્ધની માહિતી અંધ છતાં ઘેર બેઠાં સંજયના કહેવાથી જે તે વખતે મેળવી હતી. કૌરવો હણાતાં હૈયા શોકથી ગાંધારી સાથે વનમાં જઇ બાકીનું જીવન પુરૂં કર્યું હતું એના દુઃખમાં વિશ્રામ તરીકે ખાસ કરી કરી ગાંધારી, યુધિષ્ઠિર અને વિદુરજ હતાં.)

વિદુર–(સં.) ધૃતરાષ્ટ્રનો સાવકો નાનો ભાઇ.

વિચિત્ર વીર્યની દાસીનો પુત્ર બુદ્ધિમાન, ચતુર અને નીતિમાન તથા પ્રભુના પરમ ભક્ત હતા. એમનું બનાવેલું "વિદુર નીતિ' નામનું પુસ્તક ઉત્તમ છે. પાંડવને લાક્ષાગૃહમાંથી એણેજ

ચાર્યા હતા હંમેશાં સત્યને ચાહનારા હોવાથી પાંડવનું ભલું ઇચ્છતા હતા. મોટા યુદ્ધ વખતે યાત્રા કરવા નીકળી ગયા હતા. કૃષ્ણે એ પરમ ભક્ત હોવાથી તથા નામનાજ સંસારી હોવાથી 'દુર્યોધનકા મેવા છોડ કર, ભાજી વિદુર ઘર પાયો'હતો.

દ્રોણાચાર્ય–(સં.) દ્રોણ નામના ગુરૂ.

(એ ભારદ્વાજના પુત્ર. કૃપાચાર્ય જે પાંડવ કૌરવના ગોર હતા તેની બેન કૃપયા સાથે એ પરણ્યા હતા. એવડે અશ્વત્થામાં પેદા થયા હતા. ગરીબાઇને લઇ પરશુરામ પાસે જઇ યાચતાં તેમની પાસે બીજું કંઇ ન હોવાથી અસ્ત્ર વિદ્યા પામ્યા હતા. દ્રુપદ રાજાને ત્યાં જઇ ગુરૂબંધુ તરીકે ઓળખ આપી ગરીબાઇ ટાળવાનું કહેતાં એનો ઓળખ ન પડવાથી તુચ્છકાર થયો હતો તે વખતે પણ લીધું હતું કે દ્રુપદને મારા શિષ્ય પાસે બંધાવી મંગાવું તોજ ખરો. એક વખત અચાનક વનમાં થઇ જતાં પાંડવ કૌરવનો ભેટો થયો હતો, ને ત્યાં કુવામાં પડેલો દડો જે યુધિષ્ઠિરની મુદ્રિકા મંત્રના બળવડે દર્ભથી કાઢી આપ્યાં હતાં; આથી પાંડવ કૌરવે ગુરૂતરીકે લાવી રાખ્યા હતા. અર્જુનની ભક્તિથી રાજી થઇ સર્વ વિદ્યા તેને શીખવી હતી; ને અર્જુન વડે દ્રુપદને બાંધી આણી પોતાનું પણ પાળ્યું હતું. મોટા યુદ્ધમાં કૌરવ પક્ષ તરફ એ હતા. અભિમન્યુના મોતનો ચક્રવ્યુહ એણેજ ગોઠવ્યો હતો. યુદ્ધમાં યુધિષ્ઠિરના મોંથી 'નરોવા કુંજરોવા' સાંભળી દેહ છોડયો

હતો. મરતાં મરતાં સત્યના હિમાયતી હોવાથી પાંડવના જય માટે આશીશ આપીગયા હતા. ૪૦૦ વર્ષની વય છતાં યુવાન જેવાજ જણાતા હતા. સર્વ શાસ્ત્ર નિપુણ હતા.):

'સાંખ્યા કરતા હતા'—ખમ્યા કે વેઠયા કરતા હતા.

'કૌરવમાં રહેવું ને પાંડવનો જય વાંછવો'—( જે ગાદીના અન્નથી દેહનું પોષણ થતું હતું તે ગાદીના રક્ષણ માટે દેહ વાપર્યો હતો; પણ મન સત્યનું હિમાયતી હોવાથી પાંડવના સત્યને લઈ તે તરફ રહેતું હતું માયાવી જગત્માં જેનું ખાવું તેના તરફ રહેલા ગણાઇ સામાનું ભલું ઈચ્છિનાર માટે દુર્ગુણ તરીકે ગણાય છે.)

બાણ શય્યા—(સં.) બાણની પથારી અનહદ બાણ ભોંકાયા છતા સુખકર અન્ય [પથારીને વશ ન થતાં ક્ષત્રિય ધર્મને અનુસરી ભોંકાયેલા બાણ ઉપરજ શરીરને અધર રાખ્યું હતું.)

મોક્ષધર્મ—(સં.) ફરી ફરી અવતાર ન મેળવાય માટે પ્રભુ પામવાની ફરજો, મુક્તિ ધર્મ. મોક્ષ મુક્તિ છ પ્રકારની છે.

સાલોકય—વૈકુંઠ કે કૈલાસમાં જવું તે.

સામિપ્ય—પ્રભુ પાસે સ્થાન પામવું તે.

સાર્ષ્ટિ—પ્રભુના સુખ જેવું સુખ પામવું તે.

સારૂપ્ય—પ્રભુના જેવું રૂપ પામવું તે.

સાયુજ્ય—પ્રભુમાં જોડાઇ જવું તે.

કૈવલ્ય—જીવાત્મા તેજ પરમાત્મા જાણવા. તે મોક્ષધર્મ વિગેરે મહાભારતના શાંતિ

પર્વમાં સર્વ ધર્મ સારી રીતે ભીષ્મે જણાવેલા છે.)

ગૌરવ-(સં.) મોટાઇ, મહત્તા, આબરૂ.

## સાર.

"ભીષ્મ પિતામહ પરમ બ્રહ્મચારી હોઇ બ્રહ્મચર્યનું કેટલું બળ રહેલું છે તે દર્શાવી ગયા છે. કુરૂકુળને એણે મરતા સુધી નિષ્કામ ભાવેથી સાચવ્યું હતું માટેજ દાદા તરીકે એઓ ગણાયા હતા. પોતે માછી આગળ લીધેલી ભયંકર પ્રતિજ્ઞા અનેક આપત્તિ આવ્યા છતાં છેવટ સુધી પાળી હતી. પરમ બ્રહ્મચારી હોઇ કાર્ય વ્યવહારમાં પણ નિપુણતાના નમુના તરીકે એ ભારતમાં થઇ ગયા છે. પ્રભુ પામવાનાં જે કર્મ, ભકિત અને જ્ઞાનનાં સાધન છે તે ત્રણે એણે સાધી અમરતા પ્રાપ્ત કરી છે. તેથી એઓ દેવરાજ સમાન તે દેવરાજ સમાનજ ગણાયા છે.

# पाठ २० मो,

## भीख.

प्रतिष्ठीत-(सं. प्रति+स्था+इत-प्रतिष्ठित) માનવંત, વિખ્યાત આબરૂદાર.

काज-(सं. कार्य) કામ, કામ જેવું.

कस-(सं. कष-કસોટી, અને कषाय-સાર) કસોટી, સાર, જોર, ફાયદો, અંગરખા વીગેરેના કસ. (શરીરે કસ છતાં ભિખારી થઇ પેટ ભરે.)

वेठ=ખુશી ન છતાં અમલને લઇ આધીન થઇ કામ કરવાં તે હરકત, પીડા, નકામી મહેનત.

संपन्न-(સં.) ભરેલું, પૈસાદાર.

( પોતાનો જન્મ વેઠ તરીકે ઉપાડે.) હું નીજ મહેનતથી અન્ન મેળવી જમિ જીવિશ, વળી (હું) નિજ મહેનતથી ( અન્ન વિગેરે) મેળવી સંપન્ન થઇશ.)

ટેક–પણ, પ્રતિજ્ઞા, નિશ્ચય, આગ્રહ.

रहेज–અમથું, વિનાકારણ.

जाच–(सं. याच) માગ.

सदाव्रत–( सं. ) અન્ન છત્ર, અમુક અન્ન વિગેરે દરરોજ ધર્માદા આપનાર સ્થળ.

(સદાવ્રતનું અન્ન ધિ:ક)

( નિશ્ચય ઉપર ને ઉદ્યમ ઉપરજ પોતાનું સર્વ કલ્યાણ છે એમ જાણ; મનમાં નક્કી સમજવું કે પોતાનું સર્વ સાચું કલ્યાણ નિશ્ચય ઉપર (અને) ઉદ્યમ ઉપર (જ)(છે)(એમ) જાણ.

### સાર.

"ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર, કનિષ્ઠ ચાકરી ને નકૃષ્ટ ભીખ" એ ખરેખર સાચી વાત છે. મરવું સારૂં પણ ભીખ માગી જીવવું ખોટું છે. 'ભીખનાં હાંલ્લા કદી સીકે ચઢે નહિ' ને દહાડો વળે નહિ. મનુષ્યદેહ સેવા કરવા માટે છે નહિ કે સેવા લેવા માટે એ ખાસ યાદ રાખવાનું છે.

## પાઠ ૨૨ મો.

### કાંગારૂ.

કાંગારૂ–( અં. ) કોથળીવાળું એક જાતનું જનાવર.

ખંડ–(सं. खण्ड) ભાગ, કકડો, અંશ, દેશમાં દેશો, ખાનું, ઘરનો ભાગ.

આલ્પ–(અં.) ફ્રાન્સ ઇટલિ ને સ્વિટ્ઝલેંડની હદપર આવેલો મોટો પર્વત.

અન્યત્ર–(सं. अन्य+त्रल्) બીજે ઠેકાણે.

'કોથળીવાળાં બીજાં પણ

પ્રાણી હોય છે'–(ઓસ્ટ્રેલિઆમાં આંચળવાળાં જે જનાવરો છે તેમાં ઘણીજ જાત કોથળીવાળી હોય છે. તેમાં એક 'ઓપોસમ' નામનું પણ જનાવર જાણીતું છે, એના ઘાટ વાંદરાને બિલાડીને મળતો હોય છે. એની માદા એકી વખતે દશથી પંદર બચ્ચાંનો જન્મ આપે છે. જ્યારે સપડાઇ જાય છે ત્યારે મરી જવાનો ઢોંગ કરી શિકારીને છેતરી સટકી જાય છે. એનું ચામડું રેશમ જેવું સફાઇદાર હોવાથી યુરોપી પ્રજા ઓઢવાનાં બુંનસ બનાવે છે.)

આવશ્યક–(सं. अवश्यं भावः) જરૂરી, જરૂરપણું.

ભાસ–(सं) દીપવું, પ્રકાશવું, દેખાવું, કુતરો, શુક્ર, ગીધ, મોર, એકકવિ, ઢોરને માટેનો વાડો.

પેડું–ડુંટીની નીચેનું પેટ, દાંતના મૂળ આગળનું માંસ

આત્મરક્ષણ–(स) પોતાનો બચાવ

સાર.

"ઓસ્ટ્રેલિઆ જુનામાં જુનો ભાગ હોવાથી એનાં વનસ્પતિ અને જનાવર બીજા ખંડ કરતાં વિચિત્ર છે. તેમાં આંચળવાળાં જનાવરોને પેટે કોથળી હોય છે. આ જાતમાં કાંગારૂ અને ઓપોસમ ખાસ છે. ઓસ્ટ્રેલિઆને લગતા ન્યુગિની તથા બીજા ટાપુઓમાં પણ એની વસ્તી ભરપુર છે. કાંગારૂની ૩૦ જાતો જણાએલી છે. કેટલાંક નાના કદનાં પણ હોય છે, ને કેટલાંક રાક્ષસી કદનાં એટલે આઠ ફૂટની ઉંચાઇવાળાં પણ હોય છે. તે અગિઆરફૂટ સુધી ઊંચાઇમાં અને સાઠ ફૂટ સુધી લંબા-

ઈમાં કૂદકો મારી શકે છે. માંસ નહીં ખાનાર પ્રાણી બિકણુ અને શાંત હોય છે; છતાં આત્મરક્ષણ કરી શકે છે. તે પ્રમાણે ઢાંગારૂ ઘાસ ખાનાર પ્રાણી છતાં કુતરા સાથે લડી શકે છે. ઘાસ અને બીજા તુક્ષોનો નાશ કરનાર પ્રાણી હોવાથી અને એના માંસના લોભથી એનો નાશ લોકો જોરથી કરે છે. એનું ચામડું હાથનાં મોજાં તથા બૂટ બનાવવામાં વપરાય છે. એનું માંસ સ્વાદિષ્ઠ હોવાથી 'શીરા' કે 'સેરવા' જેવો જે 'સૂપ' નામનો ખોરાક આવે છે તેમાં વપરાય છે. એની શોધ ઇ. સ. ૧૭૭૦માં થયાનું જણાય છે એના કૂદકા માટે અને બચ્ચાં રાખવાની કોથળી માટે આપણે ત્યાં એ વખણાય છે. બચ્ચું જન્મે છતાં એ નાડ વિનાનું પ્રાણી છે.

## પાઠ ૨૨ મો.

## કેળવણીનો પ્રતાપ.

પ્રતાપ–(सं. प्र+तप्–ताप) તેજ, કાંતિ, તાપ, દૈવત, લાગવગ, મોટાઈ, યશ, આંકડાનું ઝાડ.

ગેલ–લાડ, ગમ્મત, ખેલ

બદન–(ફા.) શરીર, બંડી, કેડીયું, કુડતું.

મિજાજ–(અ.) મિશ્રણ, સ્વભાવ.

'મિજાજ હાથ રહ્યો નહિ'–શાંત સ્વભાવ હાથ ન રહેતાં ક્રોધવાન થયો.

'લઇ લઇ'–ઉપાડી પોતાનો કરી દઇ.

હોડ–શરત, ચડસાચડસી

બકવું–વગર વિચાર્યે કહેવું કે કરવું તે.

## સાર.

"કેળવણીના પ્રતાપથીજ આજે જગત્‌માં ભિન્ન સુખો મનુષ્યો ભોગવી રહ્યા છે. કોઇ પણ વસ્તુ કેળવાયા વિના સારી રીતે ઉપયોગમાં આવી શકતી નથી ભયંકર પ્રાણી કે હલકામાં હલકો પદાર્થ પણ કેળવણીથી સુખ કર્ત્તા થઇ પડે છે.

કુતરા એટલે સુધી કેળવણી લઇ શકે છે, કે છુપી પોલીસ અને એક કેળવાયાલા મનુષ્યના કરતાં પણ સારૂં કામ કરી શકે છે.

## પાઠ ૨૩ મો
## પાપી હૃદય.

હૃદય–(સં.) છાતી, કાળજુ, મન, ધારણા, શરીરમાંનો લોહીનો કુંડ.

'દ્રવ્ય દેખી મુનિવર ચળે'
'માયા દેખી મુનિવર ચળે'
(એટલે પૈસો કે કોઇ સારી ચીજ જોઇ શ્રેષ્ઠ મુનિઓનાં મન પણ મૌન રહી તપ કરવાનું છોડી દઇ ચળાયમાન થાય છે ને ફસાય છે.

દાનત–(અ. દિયાનત, ફા. દિનાયત) નિષ્ઠા, સારી માઠી ઇચ્છા, દિલ; હૈયું, અંતઃકરણ, મનમાંની ઇચ્છા તે, ન્યાય બુદ્ધિ.

તક–(ફા.) લાગનો વખત, વેળા, લગી, સુધી.

'તક સાધી'–લાગનો વખત મેળવી.

ઝોકાવી–નાંખી, ફેંકી, (મૂળ શબ્દ 'ઝોકવું'–વારંવાર માથું ઝુકી જવું, ડોળાખાવા, નાંખવું, ફેંકવું, ઉચું કરી ઉસેટવું, નીચા નમવું, વળવું, લચવું, અદ્ધર ઝુલવું.)

પ્રામાણિક-(સં. प्रमाणे न इक ઉપરથી) નેક, અદલ, સાચું, ઇમાનદાર.

સાખ-લોકમાં વિશ્વાસ પડે એવી આબરૂ.

કાળક્રમ-વખત વિતાડતાં, વખત કહાડતાં.

બાહોશી-(ફા. બા. સાથે) હોંસ સાથે, કામ કરવામાં હુશિઆરી.

નિષ્પક્ષપાત-(સં.) કોઇના પણ પક્ષમાં ન રહેતાં શુદ્ધ ભાવ.

ક્રમેક્રમે-ધીરેધીરે, એક પછી એક, વારા પ્રમાણે.

મુકર્દમો-(અ. મુકદ્દમા) કેસ, ફારઆદ, કોર્ટનું કામ, લશ્કરની આગળની થોડી ફોજ, દીબાચે.ા.

પ્રમુખ-(સ. प्र+मुख) આગેવાન, અધ્યક્ષ, મુખી.

પુરાવો-પ્રમાણ, સાબીતી, સાક્ષી, જુબાની, દાખલો, ખાત્રી દાયક કથન.

તલસવું-તફડવું, આતુર ઈચ્છાથી અકળાવું, વલખાં મારવાં, તલ પાપડ થવું.

આકુળ વ્યાકુળ-આકળ વિકળ, ચહેન વગરનું, ગભરામણ.

મુખમુદ્રા-(સં.) મોંની શીકલ, મોંનો ઘાટ.

(મોંનો સારોઘાટ-મુખાલોક)

સ્તબ્ધ-(સં. स्तंभ+ब्ध:ઉપરથી જડ થએલું, અટકાવેલું, કરી ગયેલું.

છક-(સં. उत्सेक) ચકિત તટસ્થ, ચક.

વિશ્વાસઘાત-(સં.) ભરોસાનો ભંગ, ભરોસો આપી ઉંધુ કરવું તે.

(विश्वास घातकं महा पातकं)

ડંખવું-દુ:ખાવું, સાલવું, ખટકવું.

'અંશેપણ મુક્ત થઇશ'–થોડે ભાગે પણ છુટીશ.

મર્મવેધી–(સં.) જીવ જાય એવા શરીરના નાજુક ભાગને વીંધનાર.

સમૃદ્ધ–(સં.) સમૃદ્ધિવાળો, આબાદીવાળો, પૈસાદાર.

સવિસ્તર–(સં.) વિસ્તારવાળી, વિગતવાર, પુરેપુરી.

ઘોર–(ફા.) ભયંકર, અધમ, કબરનો ખાડો, ઊંઘતાં નિકળતો અવાજ, ખરજ શ્વાસ

તહોમત–(અ. તુહમત) એબ લગાડવી, ભૂંડુ બોલવું.

છચોક–(છતેચોક) ખૂણે ખાચરે નહીં પણ જાહેરમાં અમર્યાદ.

પસ્તાવું–કાર્ય કર્યા પછી 'તે ખોટું થયું, એવું વિચારી દિલગીર થવું તે.

આકસ્મિક–(સં. અકસ્માતે) એકાએક, અચાનક.

## સાર.

પાપી હૃદય તાત્કાલિક જણાતા લાભથી લોભાઇ ભયંકર ગુન્હા કરે છે; પરંતુ આખરે કરેલાં કૃત્ય બદલ પસ્તાઈ ઝુરતા હૃદયે મરવું પડે છે. પસ્તાવો થતાં હૃદયનો ડંખ પ્રાણ હર નાર ઝેરના કરતાં પણ વિશેષ મર્મ વેધી થઇ પડે છે; ને મરણનો સમય આત્માને ધ્રુજા વે છે. જગત્ માયાના સુખમાં જર જમીન ને જોરૂથી ગરકાવ થતાં આગળ શું થશે તેનો વિચાર પણ કરવા રહેતું નથી. ગમે તેવા પ્રયત્ન વિનાના મોટા લાભ માટે લોભાઇ ગુન્હામાં સપડાતાં હંમેશાં જાગૃત રહેવા એટલે પોતાના આત્માને એકાંતમાં પૂછવાની ટેવ પાડવી જોઇએ. આત્મા દુભાય કે ધ્રુજે તેવાં કામ કરવાં તે દરેક પાપી કર્મ ગણાય છે.'

## પાઠ ૨૪ મો

## નીલવર્ણી અને રાજકુમાર, ભાગ ૧ લો.

નીલ–(સં.) કાળાશ પડતો, આસમાની.

વર્ણ–(સં.) રંગ, જાત, અક્ષર, તરેહ, ભેદ, વિભાગ.

ચંપાપુરી–(સં.) જેમાં ઘણા ચંપાના ઝાડ છે તે નગર.

ડગવું–ખસવું, હારવું, બિહવું.

મગરૂર–(અ. ફા. મગર–મગરૂબ) અભિમાની, ગર્વી, અહંકારી.

મધ્યાહ્ન–(સં.) બપોર, સૂર્ય ઉગ્યા પછીના બે પહોરનો વખત.

નિવાસ–(સં. નિ+વસ–) રહેઠાણ, મુકામ.

બારીકી–ઝીણાપણું, ઘણી સાવચેતી.

બે બાકળું–બાવરૂં, ગાભરૂં.

લાગલું–તરતજ, તેજ વખત.

અડાવવું–સપડાવવું, ઘણું ખાવું, ઘુસાડવું, ટેવવું.

લીલું સૂકું–(સ. નીલમ) કુમળું ને કઠણ, સારૂં માઠું.

રાતું પીળું–(સં. रक्त) ઉશ્કેરાયલું, ક્રોધવાળું, આકળું.

નિવેદન–(સં. नि+विद्+नम्) નમ્રતાથી કહેવું તે, અરજ, વિનયથી કહેવું તે.

'આંખની કીકી'–આંખમાંની જણાતી કાળી કીકી જેવો છે, (કીકી જતાં કે કીકી ખરાબ થતાં આંખ રદ્દ થાય છે, આંખ રદ્દ થતાં શરીર રદ્દ થાય છે, માટે કીકીને શરીરનું રત્ન કહ્યું છે. તેથી કીકી શરીરમાં જેટલી કીંમતી અને વહાલી છે, તેટલોજ રાજમાં અને ઘરમાં કુંવર મને વહાલો છે.)

## પાઠ ૨૫ મો

## નીલવર્ણી અને રાજકુમાર, ભાગ ૨ જો.

ઘટમાળ–(સં. ઘટ+માલા) રેંટ, પરંપરા, ચક્રમાં એક પછી એક ફરે એવી રચના.

કાંસળ–(સં. कस्मल) પાપ, પીડા, ફાંસ, સાલ, નડતર, આડખીલી, મારી નાંખવું.

તરકટ–(સં. तर्कित) જાળ, કાવતરૂં, દગો, પ્રપંચ, કપટ, લુચ્ચાઇ, ખોટે ખોટું.

અમલ–(અ.) સત્તા, અધિકાર 'દુષ્ટ તરકટ અમલમાં મૂકી શકયા નહિ'–દુષ્ટ કપટ પાર પાડી શકયા નહિ; કે દુષ્ટ કપટનો અમલ કરી શકયા નહિ.

સિદ્ધિ–( સં. ) અસાધારણ સામર્થ્ય, દેવતાઇ શકિત. (એ આઠ છે. અણિમાં–ઝીણાશ, મહિમા–મોટાપણું. ગરિમા–ઇચ્છા પ્રમાણે તોલમાં વધવું, લધિમા–ઈચ્છા પ્રમાણે ઘટવું. પ્રાપ્તિ–પેદાશ. પ્રાકામ્ય–સ્વચ્છંદીપણું, ઇશિત્વ–ઇચ્છા પ્રમાણે મળવું. વશિત્વ–સર્વને વશ રાખવાપણું.

રૂપ–(સં.) દેખાવ, સ્વરૂપ, ધર્મ, પ્રકૃતિ.

અંબાર–જળહળાટ, ઢગલો, રાશિ 'રૂપનો અંબાર'–ઘણોજ રૂપાળો.

કુસુમપુરી–(સં.) ઘણાં ફુલવાળુ નગર. ( પાટલિપુત્ર. )

મગતરૂં–ઝીણું પાંખવાળું એક જાતનું જીવડું શુદ્ર જંતુ. (પાણીને ભેજવાળી જગામાં થાય છે. જેને ડાંસ કે મચ્છર પણ કહીએ છે 'એ' બળહીન ને નબળાઇ માટે એ શબ્દ વપરાય છે.

## પાઠ ૨૬ મો.

## નીલવર્ણી અને રાજકુમાર

### ભાગ ૩ જો.

ગુંજન-( સં. ) ગણગણાટ, પાંખથી થતો ઝીણો અવાજ.

સુવર્ણ કેશી-(સં.) સોનાના જેવા વાળ વાળી.

રજતકેશી-(સં. रजत+केश+इन) રૂપા જેવા વાળ વાળી.

બુરખો-(અ. બુર્કો) સ્ત્રીઓને પોતાનું શરીર છુપાવી બહાર નીકળવાનું લુગડાનું સાધન.

( પડદેશીન-અન્ય પુરૂષોને મોં નહિ બતાવનાર કુલીન ઓરતો વાપરે છે. ખાસ કરી ઇસ્લામી ઓરતમાં વધુ વપરાય છે.)

યારી-(ફા. યાર) દોસ્તી, મૈત્રી, પ્રેમ બંધન, ઇશ્ક, મદદનો હાથ શઢ છુટા મૂકવાનો દોર.

વિલંબ-(સં.) વાર, ઢીલ, મોડું કરવું તે.

થંભવું-(સં. સ્તંમન) અટકવું, ઉભા રહેવું.

કાવતરૂં-દગો, છળ, કપટ, ઠગબાજી, હીકમત, કારસ્તાન, છુપી ગોઠવણ.

### સાર.

" રાજાએ પોતાના રાજ્યમાં જણાતા ભયંકર પ્રાણીનો બને ત્યાંસુધી નાશ ન કરતાં પકડીને કેદ કરવાથી પ્રજાને ઘડો મળવા સાથે પડતી હરકત દૂર કરાયછે.

પોતાને કરવાના કામની જવાબદારીનો ભરોસો બીજાપર રાખતાં દુઃખી થાય છે.

સદ્‌ભાવથી કરેલા કાર્ય માટે તાત્કાલિક હરકત જણાય છે પરંતુ તેમાં છેવટે ઇશ્વર યારીજ આપે છે.

અસાધ્ય રોગો પણ સ્હેજમાં અનાયાસે મટી જાય છે.

ઉપકારનો બદલો કરેલા ઉપકાર કરતાં ઉત્તમ રીતે મળે છે.

બીજાને છળવા જતાં પોતેજ છળાય છે.

દુનિયાની ઘટમાળમાં સુખ પાછળ દુઃખ અને દુઃખ પાછળ સુખ વળગેલાંજ હોય છે.

મોટાં મોટાં કામો પણ યુક્તિથી સ્હેજમાં થોડીજ મહેનતે પાર પાડી શકાય છે.

કામ થતાં કામ કરનારની ગરજ મટી જાય છે; અને કામ કરનારને ઉપકારનો બદલો અપકારથી અપાવાની તૈયારી થાય છે; પરંતુ પ્રભુ અન્યાયને સાંખનાર ન હોવાથી સારાં કામ કરનારને યારીજ આપે છે.

આખી વાતમાં અનેક બોધો ગુંથાએલા છે.

# પાઠ ૨૭ મો

## बलि वामन संवाद.

बलि–(સં.) બલિરાજા, શોણિતપુરના રાજા, પ્રલ્હાદના પુત્ર વિરોચના પુત્ર.

(એ ચિરંજીવી છે. એ મહા દાનેશ્વર હતા. એણે નવ્વાણું યજ્ઞ પૂર્ણ કર્યા હતા, સોમો યજ્ઞ નર્મદા કિનારે માંડયો હતો. કારણકે સો યજ્ઞ પૂર્ણ થાય તો ઇંદ્રાસન મળે છે. આથી એ યજ્ઞ પૂર્ણ કરી ઈંદ્રાસન ન મેળવે માટે યજ્ઞનો ભંગ કરવા વિષ્ણુએ વામન અવતાર ધારણ કર્યો હતો. કારણકે બલિ રાક્ષસ હતો. માટે વામનજીએ ત્રણ ડગલાં પૃથ્વી માગી અને એને છળી સુતલ જે ત્રીજું પાતાળ તેનું રાજ્ય આપ્યું છતાં પોતે એના દ્વારપાળ તરીકે રહેવું

પડયું. બલિએ રાવણની બહુ હાંસી કરી હતી.

वामन=(सं.) ઠીંગણું, નીચું, વિષ્ણુનો પાંચમો અવતાર

संवाद=(सं—सम्+वद्—वादे) વાદ-વિવાદ, બુદ્ધિ વધે તેવી ચર્ચા.

જથારથ=ખરેખરૂં, ચોક્કસ,

पावन=(सं.) પવિત્ર, શુદ્ધ.

कवण=(सं.—कं=किम्) કઇ ? શા ? કોણ ?

महिमाय=(सं.) મોટાઇ, કીર્તિ.

ब्रह्मांड=(सं—ब्रह्मण:+अंड्) દશે દિશાએ આંચેલો એકાકૃતિ ભાગ, સૂર્ય મંડળ.

त्रण ब्रह्मांड=સ્વર્ગ મૃત્યુ ને પાતાળ.

(કોઇ ત્રણ, કોઇ એકવીશ, ને કોઇ કોટિ બ્રહ્માંડ કહે છે.)

'ब्रह्मचारीने शुं धाम,'=બ્રહ્મચારીને વળી ધામ શો.

ब्रह्मकुल=(सं) બ્રાહ્મણ કુળ.

'लघुवये पाम्यानाश,'=મારા નાનપણમાંજ માતપિતા નાશ પામ્યાં.

वळता=પછી, પાછવાડેથી, જરા રહીને બાદ, ફરી.

(બલિ વામન સંવાદ પૈકી આ કવિતામાં ફક્ત વામનજીએ કહેલીજ વાત છે. તેથી આ નીચે થોડીક આપી છે.)

### રાગ—મારૂ.

'એવું માગ્યું ઋષિ વામનરે,
'ત્યારે હસીયો બલિરાજનરે;
'એવું અલ્પ શું માગ્યું સ્વામીરે,
'એવું આપતાં લાગે ખામીરે.
'લો આપું એક દેશનું રાજરે,
'ધન વૈભવ લો મહારાજરે;
'ગજ હય રથ વાહન સારરે,
'પરણી શુભ સુંદર નારરે.
'તવ વામન કહે સુણ રાયરે,
'મારે નથી કંઇ ઇચ્છાયરે;
'જો પાળે તુજ વચનરે,

'પૃથ્વી આપ પગલાં ત્રણરે,
'ક્રોધ જાણ્યો ઋષિનો રાયરે,
'તવ તુલસી લીધી કરમાંયરે;
'દાન આપે છે બલિ રાજનરે,
'તવ ભાર્ગવ બોલ્યા વચનરે.

(ભાર્ગવ શુક્રાચાર્યે વામનજી કપટ રૂપ છે એમ યજમાનને કહ્યું કે.)

'સ્ત્રી પાસે ને મશ્કરી માંયરે,
'આજીવિકા રક્ષણું વિવાહ થાયરે;
'પ્રાણ ગૌ બ્રાહ્મણ રક્ષા કાજરે,
'અસત બોલે ન આવે લાજરે.
'દેઉં શિક્ષા સુને હેત દાજેરે,
'વામન પ્રભુ હવા છળવા કાજેરે;
'દ્વિ પદમાં લેશે ત્રિભુવનનાં ગામરે,
'ત્રિજાનો નહીં મળશે ઠામરે.

(પણ બલિએ ન માન્યું, ને ઉલટું ભાર્ગવને—ભૃગુઋષિના વંશજને કહ્યું કે 'દાન દઇશ, એવી પ્રતિજ્ઞા કર્યાં પછી ના કેમ કહેવાય ? હું મોતથી પણ બીતો નથી. મર્યા પછી સઘળું જવાનું છે તો જીવતેજ પોતાને હાથે શામાટે ન આપવું ? પૂર્વે દધીચિ જેવાએ પોતાનાં હાડકાં પણ પોતેજ બીજાના ભલા માટે ઇંદ્રને આપેલાં છે. તો એ હિસાબે હું શું આપું છું ? એમ કહી માગ્યા પ્રમાણે જાણી બ્રુજિને આપી પોતે ચંપાયા હતા.)

### સાર.

'અતિ ધર્મિષ્ઠ બળવાન આગળ પ્રભુને પણ રૂપ ધરી છળવા આવવું પડે છે.

જાણવા છતાં પણ મોટા મનવાળા ને બોલ્યું પાળનાર વાળા બલિએ માગણી પ્રમાણે આપી અમરતા પ્રાપ્ત કરી. વરસનો કાર્તક શુદ ૧નો દિવસ પોતાને માટે રખાવી પ્રભુને દ્વારપાળ બનાવી માન મેળવવામાં બાકી રાખી નથી.

આ કામ કોઇનાથી ન બની શકે એવું હોઇ બલિએજ કર્યાનું ગણાયું છે, ગણાય છે, ને ગણાશે.

## પાઠ ૨૮ મો

### ઘુવડ

ઘુવડ–(सं. उलूक) ઘુડ, રાતે દેખે પણ દિવસે દેખે નહીં એવું એક પક્ષી, ઘુઘુ બોલનાર પંખી.

શુકન–શુભાશુભ કામ થવાનું તે બતાવનાર ચિન્હ.

અવસર–(सं–अव+सृ–सरः)તક.

સૌભાગ્ય-(सं.-सु+भाग्य)સોહાગ શોભાગ,મોટું કે સારૂં નશીબ. (કુલિન હિંદુ સ્ત્રીઓનું સારૂં નસીબ તે તેનો પતિજ ગણાયછે)

તલપ–( અ–તલબ ) તરાપ, જરૂર, ગરજ, ધસારો, છલંગ, ફાળ, ઝાપટ, કૂદકો, ઉછાળો, છાપો હુમલો.

ચંચુ પ્રહાર–(सं.) ચાંચવડે મારવું તે.

### સાર

'ઘુવડ દરેક દેશમાં પેદા થાય છે. એના મોંનો ઘાટ બિલાડીના મોંને મળતો હોય છે. પ્રમાણમાં એની આંખ મોટી હોવાથી અજવાળું ઘણું દાખલ થવાથી દિવસના જોઇ શકતું નથી.

એ એટલે સુધી અપશુકનીઉં ગણાય છે કે રાત્રે ઘરના મોભ પર આવી ઘરના માણસનું નામ દઇ તેને બોલાવે છે ને જો માણસ તેને સામો જવાબ આપે તો શાપ આપે છે. માટે ઘણાજણ એનો અવાજ સાંભળી બોલ્યાવિના સારો મજબુત કાળો પત્થર ઉડાડી મૂકવા ફેંકે છે. કારણ કે પોચો ફેંકવામાં આવે તો તેને ચાંચવડે ઉપાડી લઇ જળાશયમાં નાંખી આવેછે ને જેમ જેમ ઘસાય તેમ તેમ માણસનું શરીર ઘસાઇ

નાશ પામે છે. આ માન્યતા ખોટી છે કારણકે ધાર્યું ઘણી નુંજ થાય છે. રાત્રી અને દિવસ, કોયલ અને ઘુવડ એની સરખા મણી થઇ શકે છે કેમકે રાત્રી ભયંકર હોઇ કાર્યથી વિમુખ બનાવનારી જણાય છે ત્યારે દિવસ કાર્યમાં પ્રેરનાર આનંદી ગણાય છે. તેમ કોયલ આનંદ દાયી હોઈ કાર્યમાં આનંદ આપે છે ત્યારે ઘુવડ ભયંકર અપશુકન આપનાર ગણાઇ કાર્યથી નિરાશા પ્રકટાવનાર છે. ઘુવડના કાન અને ચંચૂ જોરાવર હોવાથી બીજાં પક્ષી સાથે ટક્કર ઝીલી શકે છે. એનો દુશ્મન ખાસ કરી કાગડા હોય છે તે ભેગા થઇ સપડાવે છે. માંસાહારી ઉપરાંત બુચ્ચું અને કદરૂપ હોવાથીજ મનુષ્ય તથા ઇતર પક્ષીને એ જોવા ગમતું નથી તેમ અવાજમાં પણ ભયંકર જણાય છે. છતાં ખેડુતોને લાભદાયી છે કારણકે ઉપદ્રવ કરતાં જીવનો એ નાશ કરે છે. જીવ જીવને ખાઇ જીવન ટકાવી રહેલ છે. ઇશ્વરે આ જગત્માં કંઈપણ નકામું બનાવેલ નથી એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે. ઘટમાળમાં સુખને દુઃખ, સારૂં ને નબળું, ભલું ને બુરૂં, જનમ ને મરણ, વિગેરે એવી રીતે ગોઠવાયેલાં છે કે-જેનો પાર પામવા કોઇકજ ભાગ્યવાન હોઇ શકે છે.

## પાઠ ૨૯ મો.

## દીવાદાંડી ભાગ ૧ લો.

દીવાદાંડી—દંડ કે સ્તંભની માફક ઉભું કરેલું દીવા મૂકવાનું ચેતવણીનું ચણતર કામ, ખડક વિગેરે જણાવનાર દીવાવાળો મિનારો.

ખડક–(સં. खण्ड्+अक) પત્થર કે માટીની ધારદાર ભેખડ.

ખરાબો–પાણીથી ઢંકાયેલો ખડક, ખેડવા લાયક નહીં એવી પત્થર કે કાંકરાવાળી જમીન, ખારાટ જમીન.

મિનારો–(અ. મીનાર, ફા. મનારો) ઉંચો ચણેલો સ્તંભ, મસ્જિદના ટોડા, દીવો રાખવાની ચણેલી ઉંચી જગ્યા, ઉંચો ઢગ કે ડુંગર.

કંડીલિયું-(અ. કંડીલ)માટીનું એકજ તરફ ખુલ્લું દીવો મૂકવાનું ફાનસ જેવું વાસણ, દીવાદાંડી, દીવો કરવાનો કાચનો પ્યાલો, હાંડી.

આગબોટ–(સં. अग्नि+અં. બોટ) દેવતાથી ચાલતું વહાણ.

ધીકવું–જોસમાં બળવું કે ચાલવું, ધમધોકાર ચાલવું.

## પાઠ ૩૦ મો.

## દીવાદાંડી, ભાગ ૨ જો.

ભૂશિર–(સં.) જમીનનું માથું, જમીનની સાંકડી અણી પાણીમાં ગયેલી તે.

(એનાથી ઉલટો અખાત.)

(બારૂં–(સં. द्वार–वार) દરવાજો, રસ્તો, બારી.

હેતુ–(સં. हेतुन्) ઉદ્દેશ, મતલબ, કારણ, સબબ, ફળ.

નાવિક–(સં. नौ+इक) વહાણવટી, ટંડેલ, ખલાસી, સુકાની.

ગ્યાસ–(અં.) ગેસ, વાયુ.

(આ સ્થળે આગગાડીમાં જે કોલસા બળે છે તેનો વાયુ.)

તાર–(ફા.) દોરો, ધાગો, તાંતણો, તંતુ, ઝટ સંદેશો પહોંચાડવાનું સાધન.

(રૂ, ઉન, રેશમ, શણ, ધાતુ, કસબ, ગોળ, ખાંડ, કરોળિઆની લાળ, તાન, ખુમારી,

પ્રવાહી ડામર કે રાળ, અંત, છેડો, તરવા માટેનો પાણીનો પ્રવાહ, ઉદ્ધાર, આના તાર હોઇ શકે છે. )

સાર.

"દીવાનો પ્રકાશ વધારે પડવા દીવા પાછળ ધાતુ કે કાચનું લીસું સાધન ગોઠવવાની શોધ–પહેલવહેલી ઇ. સ. ૧૭૬૩ માં થઈ હતી. તે પ્રમાણે દીવા-દાંડીની ગોઠવણી કરવાથી ૪૨ માઇલ સુધી પ્રકાશ પહોંચી શકે છે. દીવાદાંડીના દીવા ગોળ ચક્કરમાં ફરતા રાખવા ઘડી-આળની માફક કમાન ગોઠવેલી હોય છે. દીવાદાંડીને હોકાયંત્ર નાવિકોની આંખ ગણાય છે. કેટલીક દીવાદાંડી પાણીનાં જબરાં મોજાંમાં બાંધતાં બહુજ મુશ્કેલી વેઠવી પડે છે; છતાં 'પ્રભુની સહાયતાવિના જે કોઇ બાંધે તેની મહેનત નકામી જાય છે ' દીવાદાંડી વડેજ દરિયાના માર્ગની ખબર પડે છે. મૂંબઇ ઇલાકામાં મોટામાં મોટી દીવાદાંડી મૂંબઇના કોલાબા બંદર આગળ આવેલી છે."

## પાઠ ૩૧ મો.

## સ્વદેશરક્ષક કુમારિકા,

### ભાગ ૧ લો.

કુમારિકા–(સં.) કુંવારી કન્યા, રાજ કુંવરી.

અણી–બારીક સમય, આગલો પાતળો ભાગ.

ઘેરો–રોકાણ, અટકાવ, ચોગરદમથી અંતરાવું, જથો, વધારે.

દેવળ–પ્રભુ પ્રાર્થના કરવાનું ઘણા જણનું ભેગું સ્થાન, દેવસ્થાન.

(ખ્રિસ્તિઓનું દેવળ, હિંદુઓનું દહેરૂં કે મંદિર, મુસલમાનોની મસ્જિદ, પારસીઓની અગિઆરી હોય છે. )

દયાજનક–(सं. दया+जन्+अक) દયા ઉપજાવે એવી.

અમીર–ઉત્તમ ગૃહસ્થ, ઉંચા વિચાર ને મોટા મનવાળા, સરદાર, ઉમરાવ.

અધીશ–(सं. अधि+ईश) મુખ્ય, ઉપરિ, રાજા.

કટાકટી–ઘણીજ દુશ્મનાઇ, કસાકસી, મારામારી, ઝપાઝપી.

## પાઠ ૩૨ મો.

## સ્વદેશરક્ષક કુમારિકા,

## ભાગ ૨ જો.

કલ્પના–(सं.) તર્ક, વિચાર, અનુમાન, રચના, યુક્તિ, મનમાંથી નવો બુટ્ટો ઉઠવો તે.

કલ્પના શકિત–(सं.) કલ્પના કરવાનું બળ, તર્કશક્તિ.

ગૃહસ્થ–(सं. गृहेषु दारेषु तिष्ठति अभिरमते स्थ:) ઘરમાંડીને રહેલો પુરૂષ, સારા કુળનો પ્રસિદ્ધ પુરૂષ, સુજન, નાગરિક, સજ્જન, પૈસાદાર.

હૃષ્ટ–(सं. हृष्) હરખેલું આનંદી.

પુષ્ટ–(सं. पुष्) પોષાએલું, જાડું, શરીરે ભરેલું.

હૃષ્ટ પુષ્ટ–(सं. हृष्ट+पुष्ट) આનંદી ને પોષાએલું

કવચ–(सं.) શરીરનું રક્ષણ કરનાર ઢાંકણ, બખતર.

(મંત્રવડે, તાવીજવડે, કોઇ રસ ચોપડવાવડે, ધાતુના પોષાકવડે શરીરરક્ષણ કરાય છે.)

ધર્મ સભા=(सं) ન્યાયસભા, ધર્મ સંબંધી તકરારનો ચુકાદો કરનાર સભા.

પ્રેરિત=(सं) ઇચ્છાથી કરેલું, મોકલેલું, ઉશ્કેરેલું, રોપેલું.

છાયા=(सं) પડછાયો, ઓળો શોભ, દાબ, દમ, છત્ર, બહુજ થોડો ભાગ.

આરોપ=આળ, ઠપકો, વહેમ.

આત્મબળ=(સં) પોતાનું બળ, માનસિક શક્તિનું બળ, પ્રભુનો અંશ શરીરમાં જે ચૈતન્ય રૂપે રહેલો છે તેનું બળ.

શ્રદ્ધા=(સં.) આસ્થા, વિશ્વાસ પૂર્ણ ભાવ.

પ્રોત્સાહિત=(સં. प्र+उत्साह+इत) વધારે હોંશવાળું,

પ્રભાવ=(સ. प्र+भाव) પ્રતાપ, તેજ, શેહ, દૈવત, પ્રભુતા, ગુણ, અસર, રૂવાબ, દમામ.

અલૌકિક=(સં) અદ્ભુત, અસાધારણ, આ લોકમાં નહિ જોએલું એવું.

## પાઠ ૩૩ મો

## સ્વદેશ રક્ષક કુમારિકા, ભાગ ૩ જો.

પ્રેરણા=(સં.) ઇચ્છા, સુઝ, ભાવના જાગૃતિ, સૂચના.

પરિ=(સં.) ચોગરદમ, બધી તરફ.

જારી=ચાલુ, શરૂ, જારૂ, વ્યભિચારી.

નિશ્ચિત=(સં. निर्+चि+तः) નિશ્ચય કરેલું, ઠરાવેલું, ખાતરી કરેલું.

સેતાન=(અ. શયતાન) ભૂત.

રાજદ્રોહ=(સં.) રાજ્ય કે રાજા સામી બેવફાઇ, કે હાનિ કરવી, કે વર્તન રાખવું. કે પ્રપંચ રાખવો, કે ઘા કરવો, કે વિચાર કરવો તે.

પ્રયુક્તિ=(સં.) વિશેષ યુક્તિ, વધારે દલીલ.

યુક્તિ પ્રયુક્તિ=(સં.) જાત જાતની કરામત, કે તદબીર, કે ઉપાય, કે હિકમત કે ચાલાકી, કે ખુબી.

સાધ્વી–(સં.) સાધુ વૃત્તિ-વાળી, પતિવ્રતા, સતી, શુદ્ધ આચાર વિચારવાળી.

શાંત=(સં.) મનપર કાબુ રાખવો તે, ઇચ્છાનો અટકાવ,

સ્થાયી ભાવ વાળો રસ, શાન્તિ રાખવી તે.

શિયળ=(સં. શીલ) સદાચાર, સુસ્વભાવ, પાતિવ્રત, દેહ પવિત્રતા.

સ્મારક=(સં.) સ્મરણ કરાવનાર ચીજ, યાદગીરી રહેવાની નિશાની.

(મકાન, છબી, બાવલું, ફંડ વિગેરેથી યાદગીરી રખાય છે)

### સાર

"આ પાઠો સ્વદેશ રક્ષણ ને આત્મશ્રદ્ધાથી ભરેલા છે.

સ્વદેશ રક્ષણ આત્મબળ કે આત્મશ્રદ્ધાથીજ થાય છે.

આત્મબળ કે આત્મશ્રદ્ધા મનને કબજે રાખવાથી તથા સદાચાર અને ત્યાગીપણું પ્રાપ્ત થવાથી કે મહાન ઇચ્છા ને તે સાધવાનું કલ્પના બળ પ્રબળ થવાથી પ્રાપ્ત થાય છે.

આત્મબળથી મનુષ્ય ખરેખરા સ્વદેશ રક્ષણ ઉપરાંત ધારે તે કરી શકે છે. જેમ કે કૃષ્ણના જન્મ વખતે વાસુદેવના કારાગૃહના દરવાજાનું ઉઘડી જવું, જમનાજીએ માર્ગ આપવો, ભયંકર નાગની ફૂણાનું છત્ર થવું, સેતુબંધના પત્થરોનું તરવું, સીતાજીનું નિરાધાર અશોક વાડીમાં રહેવું, અગ્નિમાં પવિત્ર થવા નહાવું, સિકંદર શાહનું દિગંબર સાધુને ચરણે નમવું, હનુમાનજીનું સમુદ્ર કુદી જવું ને આવવું, ઔષધિ પર્વત લાવવો, બાળ હઠથી વિઠોબાનું દૂધ પીવું, પ્રલહાદ માટે સ્તંભમાંથી પ્રકટ થવું, દ્રૌપદીના ચીરનું પુરાવું, સિંહ અને વાઘોથી ચરણ ચટાવા, ફક્ત લંગોટીધારીથી ચક્રવર્તિ રાજ્યનું ડરવું, બલ્કે હરેક વખતે પ્રભુએ

આવી નરસિંહ મહેતાના કામની પેઠે દરેક કામ કરવા વિગેરે વિગેરે સર્વોત્કંઠા પૂર્ણ" થએલી છે. આત્મ બળધારીની કદર વિરોધીઓમાં કે ગરજવાનોમાં માત્ર વહેમથી ભયંકર સજા-માંજ કરાય છે.

સ્વદેશ રક્ષણુ આરંભતાં આત્મબળની શરૂઆત થાય છે. ને માયાવી જગત્પર કસોટીએ ચહડાય છે; તેમાં જો હિંમત હારી જવાય તો ગંગાજીની માફક ધુળમાં રગદોળાઇ જીવન બરબાદ જવા સાથે વારસામાં પ્રાયશ્ચિત ભોગવવાનું મૂકી જવાય છે.

મનુષ્યજીવન આત્મબળ ને સ્વદેહ કે સ્વદેશ રક્ષણ મેળવી ન શકે તો પછી—

"નથી વિદ્વતા વાપરી લોક કાજે,
નથી વાપરી પાઇ જો લોક લાજે;
નથી કામ કીધા સ્વદેશાભિમાની,
વૃથા જન્મ ખોયો કરી શી કમાણી?"

" पुनरपि जननं पुनरपि मरणं
पुनरपि जननी जठरे शयनं."

બલ્કે મનુષ્ય કે મનુષ્યજ નહિ પણ પશુ કરતાંએ અધમ બની જાય.

સુખ કરતા જણાતાં સાધનોને ખરેખરી રીતે ઓળખતાંજ જો આવડે તો એને જેમ બને તેમ દૂર કરતાં શીખીએ, ને ખરૂં સુખ પ્રાપ્ત કરીએ."

## पाठ ३४ मो.

### मामेरुं.

(જુનાગઢના નાગરી ન્યાતના ભક્ત શિરોમણી નરસિંહ મહેતાએ પોતાની પુત્રી કુંવરબાઇનું મામેરૂં કરેલું તે વાતમાંનો સીમંતની વધામણીથી ઉનાગામ પહોંચતાં સુધીનો ભાગ આ કવિતા છે.)

मामेरुं–મોસાળુ, વહુના પહેલી વખતના બાળક જન્મવાની તૈયારીના પ્રસંગે પિયેર તરફથી જે રીતભાત કરાય છે તે.

(ખરી રીતે મોસાળું છોકરા છોકરીના લગ્ન વખતે કે ઉપવીત વખતે મામા તરફથી જે રીતભાત કરાય છે તે છે, અને મામેરૂં વહુના પિયરથી સીમંત વખતે કરાય છે તે છે.)

खोखलो–ખોખલી ઉધરસવાળો ઘરડો, ખળભળી ગએલો, ખું ખું કર્યા કરતો.

पंडो–पडयो–(सं. पंडित) વિદ્વાન બ્રાહ્મણ, ગોર, ગામઠી મહેતાજી.

पत्र–(सं.) પાંદડું, પાતળીને પહોળી ઝાડની છાલ, ધાતુનું પાતળું ને પહોળું પતરૂં, વરખ, કાગળ, લેખ, પત્રિકા, છાપું.

(આ સ્થળે 'પત્રજ આપ્યું' હલકા રૂપમાં છે.)

महेताजी–માસ્તર, મુનીમ, મહેતો, હિસાબ લખનાર, ગૃહસ્થ બ્રાહ્મણ, એક અટક.

जी–માતા, બા, હુંકારાનો માનભર્યો બોલ, હાં, હા, આ રહ્યો, વારૂ, વડીલોના માન માટે પાછળ કે આગળ લગાડાતો, સાસરિયાંની સગાઇદર્શક પાછળ લગાડાતો, નક્કીપણું દર્શાવનાર. કવિતામાં પ્રાસ બેસાડનાર, વિનયથી નમ્રતાને આધીનપણું દર્શાવનાર.

वधामणी–(सं. वृद्धि–શુભ, સુખ +ધાના–ધાણા) શુભ પ્રસંગપર ગોળધાણા કે ધાણીગોળ વહેંચાય છે તે, શુભ કે સુખકર્તા ખબર.

समरवुं–( सं. स्मरण ) સ્મરણ કરવું, યાદ કરવું, ભજવું, સેવવું, સુધારવું, દુરસ્ત થવું.

दाम–(ફા.) જાળ, રૂપિઆનો ૪૦ મો ભાગ, પૈસો ટકો.

(અકબર પાદશાહના વખતમાં દામ ચાલતા હતા.)

ખોટો દામ–સિક્કા ફેરનો કે ઘસાએલો નકામો પડેલો દામ.

ત્રેવડ–તજવીજ, ખુલાસો, કરકસરથી ઘર ચલાવવાની આવડ.

'सगा ते वैष्णव संतजी'–(ભાઇ ભોજાઇ વિગેરેનું સગપણ તો રહ્યું નહોતું પણ સગામાં જે વૈષ્ણવ સંત હતા તેજ ખરા સગા હતા.

सीमन्त=( सं. सीमन्तोन्नयन ) સ્ત્રીઓનું પહેલી વખતજ બાળક જન્મવાની તૈયારીમાં આવવું તે, અધરણી.

(સીમન્તોન્નયન સ્ત્રીઓનો એક સંસ્કાર ગણાય છે; એ સંસ્કારમાં પતિ સ્ત્રીના માથાના સેંતામાં ત્રણ ચારવાર સીસોળિયું ફેરવી વાળ છુટા કરે છે. હાલતો માત્ર સીમન્ત બોલાય છે.)

वेल्य=(सं. वल्लि=वेली, लता) વેલો, વેલી જેવી છાપકામની ભાત, વહેલ, રથ, માફો ઘોડવેલ.

धूंसरी=सं. धुर्=धुंसरी, भार) ધુંસરૂં, જૂસરૂં, હળકે ગાડી વિગેરે જોડતાં બળદ કે ઘોડા ઉપર મૂકાતું આડું લાકડું.

सांगी=भंडार, रंगमंडपनो સાથિઓ, સાંઝના ગાવાનાં ગીત, ગાડીની સાટીના બેઉ બાજુના અઢેલીને બેસવાનાં સાલીઆવાળાં પડખાં.

सोटो=(सं. साटका) સાકટી, જાડી સોટી, દંડુકો, વાંસ કે કામડાં સાલીઆવાળી બાજુઓ તરફ જે સાટીનાં તળીઆંમાં નીકળી ન પડે માટે ભરવામાં આવે છે તે.

'सांगी सोटा मांगी जी'=સાલીઆનાં પડખાંને ઉપરનાં આડા દંડુકા કે ચીપો ને બીજે જે તળીઆંનો પાટીઆં કે વાંસ કે કામડાંથી ભરેલો ભાગ તે સર્વ ભાંગી ગયેલાં હતાં કે જેથી તેમાં માણસથી બેસી શકાય નહિ કે માલ પણ ભરી શકાય નહિ.

को=કોઈ

तळावा=ધરી કે આંકની ઉપર સાટી કે માંચડાની તળે જે ડાગર કે જાડું લાકડું આવે છે તે મજબુત રહેવા ખીલાઓ (ડામરીઆ ખીલી) ને બીજા જે દોરડાંના પેચ વડે બંધ બાંધવામાં આવે છે તે કે સાટીને ડામર સાથે જોડવા બંધ કે છરતી આંકડીઓ નાંખવામાં આવે છે તે.

पिंजणियो=પૈડું નીકળી ન જાય માટે ધરી કે આંકના છેડા ઉપર જે ખીલીઓ કે બેલીઓ ઘાલવામાં આવે છે તે કે દટ્ટા, રૂપિંજનાર પિંજારો કે તેનો કોઠીલો.

(ખીલી કરતાં જે બેલી ચડાવવામાં આવે છે તે વડે સાટીને ધરીની મજબુતાઇ સારી રહે છે. પણ ગાડું ઉગતી વખતે હરકત ન પડે ને ઝટ કામ થાય માટે ખીલીથી ચલાવોય છે છતાં જો આંક કે ધરી જરા નમે છે કે બેલીજ ચડાવાય છે)

त्रण सरवोओ=હું મૈંક્ષાં મહેતાજીની સેવામાં જે ત્રણ ભક્તાણીઓ રહેતી હતી તે.

बेरागी=(સં. वै+राग्य) સંસારની માયા મમતાનો ત્યાગ કરેલો છે તે પુરૂષ, વૈરાગી, સાધુ, બાવો.

संपुट-(स सम्+पुट-પડ) ઉંધા ચત્તા બાંધેલા કોડીઆંની જોડ,

એક હાથમાં જાણે કંઇ લઈ બીજા હાથે ઢાંકી દેવું તે.

मुकुंद–(सं.) વિષ્ણુ.

बाळमुकुंद–( सं. बाळ+मुकुंद ) નાના વિષ્ણુ, વિષ્ણુનું નાનું રૂપ.

'कंठे हार करीने राख्या'–(મુસાફરીમાં સ્પર્શા સ્પર્શથી દેવની મૂર્તિ અપવિત્ર ન થાય માટે ભક્તજનો મૂર્ત્તિને હારમાં ભેરવી ગળે તે હાર પહેરી રાખતા.)

दामोदर–(सं. दाम–दया–उदर] જેના પેટમાં દયા છે તે પ્રભુજ.

नंद–(सं) વાણિયો, આનંદ, મગધનો એક રાજા, કૃષ્ણના પાળક પિતા.

(નંદ ગોકુળના સર્વ ગોપાળોના મુખી ને શ્રીમંત હતા. વાસુદેવના મિત્ર હતા; માટેજ કૃષ્ણને એમને ત્યાં મૂકી ગયા હતા. કૃષ્ણ બાર વર્ષ સુધી એને ત્યાં રહ્યા હતા. એણેજ વૃંદાવન વસાવ્યું હતું.)

नंदन–( सं. ) પુત્ર, દીકરો, ઈંદ્રનો બાગ.

नंद नंद–(स.) નંદનો જે દીકરો, નંદનો જે આનંદ તે, કૃષ્ણ.

बाजित्र–(सं. वादित्र) વાજિંત્ર, મૃદંગ વિગેરે વાજાં.

गोपीचंदन–(सं.) દ્વારકા આગળની ગોમતીજીની પીળાશ પડતી ટીલું કરવાની ભુંખરી માટી, પૈસો.

सामग्री–(सं. समग्र)બધું સાહિત્ય, સઘળાં સાધન.

तिलक–( सं. तिल+कम ) જે તે ધર્મ કે પંથના રિવાજ પ્રમાણે કપાળે ચાંલ્લો કરવો તે, ઘરેણાં રૂપ હોય તે.

(હિંદના તિલક તે તિલકજ હતા. તિલક જતાં શું રહે ? ને કોને ન લાગે ?)

माल–(सं. माला) માળા.

भोगावशे–ભોગવશે, આવ્યું કામ કરી લેશે, સઘળા ભોગ પુરા પાડશે.

साथ–ટોળું સંઘાત, સોબત.

सोर–શોર, મોટો સાદ, બુમ.

जे जे–(स. जय जय) જયકાર બોલાવો, વખાણ કરવાં, દેવદર્શન કરવાં,

(બાળ ભાષામાં 'જેજે' વપરાય છે.)

गाळियो–( सं. गलित ) ઢીલો, શક્તિ વગરનો, કાયર થઇ ગએલો, કાંટાનો જથો, ચાક પર ચડાવવા કુંભારે તૈયાર કરેલો માટીનો પિંડો, હઠીલો અડિયલ.

आखलो–ગોધો, સાંઢ.

(આખલાને ખાંસી કરે એટલે અસહ બને છે.)

कौतुक=(सं.) આશ્ચર્ય, નવાઇ, ટિંખળ, મઝા.

कोटी=(सं. कोटि) સો લાખ, કરોડ, અનેક જાત, પણછનો છેડો, દલીલ, સ્નેહથી ડોકે બાઝવું.

साल=(ફા. સર=છેડો, સં. शाल्य સંકટ) વેહમાં બેસાડવાનો ભાગ, નડતર, વરસ.

साले साल=એકે એક સાલ.

जूजवु=જાુદું, નોખું, ભિન્ન (રથના દરેક ભાગ વાંકા વાળવાથી સાલે સાલ જાુદાં દેખાય છે.)

'सांगीनो बहु शब्दज ऊठे'= ( રસ્તામાં હીલ્લા કે નાના ખાડા આવતાં અથડાવાથી 'ઢચાક ઢચાક' અવાજ થાય તે)

चूचवे=ચું ચું અવાજ થાય તે.

(ઉંદરનો, પક્ષીનાં બચ્ચાંનો, હિંડોળા કે ઝોલાનો, ગાડાંનો, કોશના ચાકરાનો ચું ચું અવાજ થાય છે)

चक्र=(सं) ચકકર, પૈડું.

उनागाम=કોડિનારથી ઉગમણું ને દીવબેટથી ઉત્તરમાં છે. (જાુનાગઢથી ૪૦–૪૫ માઇલ દૂર છે)

વિષય=(સં) ઇંદ્રિયોથી કર્મ કરી શકાય તે, દરેક બાબત, દેશ, મુલક.

કોડ=(સં. કૌતુક, કોડય, ગોષ્ટ) ભાવ, પ્રબળ ઇચ્છા, ઉમંગ, હોંસ, લહેરો, કારીગરોના મકાનમાં આવેલી તેમની કામ કરવાની જગ્યા, ઢોર બાંધવાની જગ્યા.

રોક=રોકડું, હાજરા હજુર, તરત રજુ થાય એવું રોકાણ.

વસાત=વિસાત, ઉપયોગતા, માલ, જીવ, દમ.

નાગરી=(સં.) સુંદર, નાગરનું, નાગરસ્ત્રી, બાળબોધ લિપિ.

(નાગર=નગરવાસી, વડનગર ને વિસનગરના રહેવાસી.)

"આખી કવિતા હાસ્યરસથી ભરપુર ભરાએલી છે; પરંતુ પ્રભુ પ્રત્યેની અટલ શ્રદ્ધાથી આવી પડેલું કામ મહેતાની વિસાતમાં આવ્યું નથી. જ્યારે ઉના ગામની નાગરી ન્યાતે મહેતાની સામગ્રી જોઇ ટોણા રૂપે વૈષ્ણવની વસાત તરીકે જેને ગણી હતી. તેજ વસાત વડે મહેતાનું કામ સર્વોત્તમ થયું હતું.

પ્રભુને ઉત્તમ રીતે પારખનાર દુનિયામાં દેવી હાલતમાં રહેલા હોય છે, તેનું પણ હાસ્યરૂપમાં વર્ણન જોતાં 'ગરીબીમાંજ અમીરી' રહેલી જણાય છે. જ્યારે જગત 'ગરીબીની અમીરી' ન જોતાં 'અમીરીની ગરીબી' જોઇ ગરીબીજ છેવટે ભોગવવા મથન કરી રહ્યું છે."

## પાઠ ૩૫ મો.

## શાહમૃગ.

મૃગ-(સં.) હરણ, કુરંગ, પાંચમું નક્ષત્ર.

શાહમૃગ-મૃગનો શાહ, મોટું પક્ષી.

(જાનવરમાં હરણ વધારે દોડનાર ગણાય છે ત્યારે પક્ષીમાં વધારે ઉડનાર ગરૂડ છે પરંતુ પક્ષીમાં જમીનપર વધારે દોડનાર તો શાહમૃગજ છે. માટે શાહપક્ષી ન વપરાંતા શાહમૃગ શબ્દ વપરાય છે.)

મુખ્યત્વે-( સં. ) વિશેષે, મુખ્યમાં, ઘણું કરીને.

રોનકદાર-( ફા. ) ઝલેદાર, છટાદાર, સુશોભિત, ફક્કડ રચનાવાળું.

માંસલ-માંસનું.

છાંટ-ઝીણા છાંટા, ફોરાં, રંગની ટપકીઓ નાંખી પારેલી ભાત, ઝડપ, ગપ.

આલ્જીરિયા-આફ્રીકાનો ઉત્તર તરફનો જે ભાગ ઇટલિ તરફ આવેલો છે તે.

કેલિફોર્નિઆ-ઉત્તર અમેરિકાના નૈરૃત્ય ખુણામાં કે મેક્સિકોના ઈશાન ખૂણા ઉપર આવેલો ભાગ.

ખ્યાલ-(ફા.) તર્ક, વિચાર, કેડો, પુંઠ, ગાયનની એક ગત.

## સાર.

શાહમૃગ કુકડાના વર્ગનું અને સૌથી મોટું એટલે કે માણસ કરતાં દોઢું કે તેથી પણ વધુ ઉંચું પક્ષી છે. એનું ઇંડુ લગભગ નાળિયર જેવું હોય છે.

માદા કરતાં નર વિશેષ શોભે છે, ઉંચો પણ હોય છે; ને વધુ દોડે પણ છે.

યુરોપના ને બીજા ભૂમધ્ય સમુદ્રના કાંઠાના લોકો પીંછાંના વિશેષ શોખીન હોવાથી બહુ મૂલ્યે ખરીદી પોષાકમાં જોડી શોખ પુરો પાડે છે.

એ પક્ષીનો ખોરાક જોતાં બદન ઘણું ગરમ હોવા સાથે પીંછાંમાં વિજળીનો પાવરને

ચળકાટ વધુ રહેલાં હોવાથીજ લોકો પીંછાંની ઝંખના રાખેછે.

ખોરાકની કેટલીક બાબતો જોતાં ને દોડવાની પણ ચાલ જોતાં નવાઇ પામી જવાય છે પરંતુ પ્રભુની કૃતિમાં અમુક તો નજ બને એમ અલ્પાંશીથી તો કહી શકાય નહિ.

હરણને રોઝ કરતાં પણ સીધાઇમાં એ વધારે દોડે છે પીંછાં જોખીને વેચાવા છતાં બહુ મોંઘાં પડે છે કારણ કે એક તોલાના રૂા. ૧૫) પડે છે પીંછાંથી જો એ શોભીતું નહોત તો રોનકદાર છતાં લોકો ઉપયોગમાં લેત નહિ

શાહમૃગનું જીવન ૧૦થી૧૨ વરસનું ગણાય છે પરંતુ જો એ પીંછાંથી ખરાબીમાં આવતું ન હોત તો વધુ જીવી શકે ખરૂં.

જગત્‌માં સુંદરતાનું સુખ ભોગવવા ઘણા માણસો તૈયાર થાય છે; પરંતુ સુંદરતા ધરાવનારની શી હાલત થાય છે; તેનો જો વિચાર કરાય તો સુંદરતા ભોગવવાની છોડી દેવાય.

## પાઠ ૩૯ મો.
## આરબ લોકો.

વતન–(सं वर्तन–ગુજરાન ) અસલ રહેઠાણ,સેવાના બદલામાં ગુજરાન માટે રાજ્યતરફથી અપાએલી જમીન, જાગીર ગામગિરાસ.

સીરિઆ–એશિઆઇ તુર્કસ્તાનમાં પેલેસ્ટાઇન પ્રાંત આવેલો છે તેને લગતો દરિયા કાંઠાનો મુલક જેમાં જેરૂસલેમ શહેર પણ છે.

મેસોપોટેમઆ–એશિઆઇ તુર્કસ્તાનના બગદાદ બસ્રાને મોસલ વાળો ઇરાની અખાતને લગતો ભાગ.

ભટકવું–નકામા અહિં તહિં ફર્યા કરવું, રખડવું, રઝળવું, કંઈ તાકયા કરવું,

ભટકતા આરબો—એક સ્થળે ઘરબાંધી ન રહેનારા આરબો. જ્યાં ઘાસ પાણી મળે ત્યાં રહેનાર તંબુના વાસી આરબો.

તંબુ—જાડી ટોટી કે ખાદીનું ઘુમટદાર ઘર, પટગૃહ શિબિર (ઘુમટ વગરનો ઢાળ પડતો નાનો તંબુ તે રાવટી.

મંડપના આકારનો ઢળતો નહિ તે સમીઆનો.

(શબિર-લશ્કરી પહેરેગીરોનો છાવણીના મોખરાનો તંબુ.)

વાંસ—(સં વંશ) વાંસડો, ગાંઠદાર નક્કર સોટો કે વળી, મોટો રવૈયો.

તંબુના વાંસ—તંબુ ઉભો કરવાના પાતળા સ્તંભ.

કાફલો—(આ) સંઘ, ટોળું, ટુકડી, લડાયક વહાણનો જથો લશ્કરી શિપાઇનો રણુ કે દરિયામાં ફરનાર જથો.

ક્ષુધા—(સં) ભુખ, ખાવાની ઇચ્છા, લાગણી, લાલસા.

તૃષા—(સં) તરસ, પિપાસા, તૃષ્ણા, અકાંક્ષી.

વાસુ—થયું માટીનું ફાનસ.

લોથ=લાસ, મુડદું, શબ, થાકીને લોચા જેવું, ઠોઠ બેહોશ.

પોથ—પોત=(સં. પૌત=ઘટના) શક્તિ, બળ, પાણી, જાતિ સ્વભાવ, ખર્ચુ, નાનીહોડી, મરનાર સ્ત્રીને પિયેર તરફથી છેલ્લાં કપડાં અપાયતે, કપડાંનો કુમાસ.

લોથપોથ=મુડદા જેવુ, બળ વગરનો બેહોશ.

સંજોગ=(સં. સંયોગ) મેળાપ, દૈવયોગ.

રિબાવું=દુઃખમાં સબડવું, પીડાવું.

દ્રાક્ષનાં ઝાડ=દ્રાક્ષના વેલા થાય છે, પરંતુ દ્રાક્ષનું થડ તે

પાતળા ઝાડના થડ જેવું હોય છે માટે દ્રાક્ષનાં ઝાડ ગણ્યાં છે.

તેજી=તેજ, હોંસ, લાલી, જાગૃતિ, ચડતો ભાવ, ચડતી, ચાલાક.

અસીલ=કુલીન, ભલું, કુળ.

પરોણાગત=(સં. प्रघुण स्वागत) પરોણા કે મેમાનની બરદાશ, સારી /પરોણા ચાકરી કે મેમાનગીરી.

સાર.

"આરબ લોકો શરીરે મજબુત અને ધર્મ ચુસ્ત છે. ઈસ્લામી ધર્મ પાળે છે; એ બહુ ભણેલા હોતા નથી; પણ ગણેલા હોઇ સ્વતંત્રતા ચાહે છે, ને ભોગવે છે. હૃદયના ચોકખા સરળ અને શરણાંગતને આશ્રય આપનાર છે; તેથીજ મનુષ્યને મનુષ્ય ગણી ઉત્તમ પરોણા ચાકરી કરે છે. દુર્વ્યસનમાં માત્ર ગૃહસ્થો હુકકો પીએ છે. દારૂ બનાવે છે ખરા, પરંતુ પીનાર બહુજ થોડા છે. શાહા, સ્વાશ્રયી, સાહસિક, ને સ્નેહાળ છે. મોતી અને ઘોડાનો જબરો વેપાર કરનાર એજ લોકો છે."

## પાઠ ૩૭ મો

## કોલસો, ભાગ ૧ લો.

કોલસો=જમીનમાં દટાઇ ગયેલા જંગલને જમીનમાંની ગરમી લાગવાથી ખનીજ પદાર્થ બની જાય છે તે, પત્થરી કોયલો. (કોલસો પત્થર જેવો ભારે ને સખત હોય છે; કોયલો હલકોને પોચો હોય છે.)

ખનિજ=(સં. खनी—नी=ખાણ +ज=જન્મવું) ખાણમાંથી પેદા થનાર.

ગેસ=(અં.)વાયુ, વાયુરૂપસત્વ.

દલાલી=વેપાર ધંધામાં આપલે કરનાર વચ્ચે સોદો કરાવી

આપનાર તે દલાલ અને દલાલની મહેનત બદલ ઠેરવ્યા પ્રમાણે દલાલને જે મળે તે દલાલી, હકસાઇ.

'દલાલને દેવાળું નહિ'=જોખમ આપનારને કે લેનારને દલાલ તો માત્ર હકસાઇનોજ ધણી ગોર બ્રાહ્મણ જેવો દલાલ ગણાય છે.

આડતિઆને જવાબદારી હોય છે કારણ કે આપ લે કરનાર સાથે હાજર હોતા નથી. આડતિઆને મહેનત બદલ મળે તે આડત.

એજંટ—વેપારીનો માલ ખપે કે ન ખપે માત્ર ગાંગડ રાખી કમિશન એટલે સો રૂપિઆના વેચાણ કે કામ બદલજે ઠેરવેલું હોય તેજ લેનાર.)

'કોયલાની દલાલીમાં હાથકાળાં' —(કોયલા હલકી કીમતના આદેશમાં ગણાઈ ખુણામાં પડી રહેનાર હોવાથી એની દલાલીમાં શું મળે? ઉલટું કોઇ આપે કે લે તેને જોખવામાં મદદ કરવી પડતી હોવાથી હાથ કાળા થાય.)

અસ્તિત્વ—(સં अस्+ति+त्व) હોવાપણું, હયાતી.

સૂચન—(સં सुच्+अन) સૂચના જાણ, ખબર.

કાળો હીરો—(હીરાની કીમત પ્રકાશ ઉપર છે, કાળા હીરાનો પ્રકાશ કાળોજ પડે; તેથી ઉલટું અંધારૂં થાય એટલે પ્રકાશજ ન પડે, પરંતુ હીરો જેમ પ્રકાશથી કીમતી ગણાય છે તેમ કોલસો કાળો છતાં વેપાર ધંધામાં હીરા જેટલોજ ગુણ ધરાવનાર છે માટેજ કોલસો કાળો હીરો ગણાય છે વળી હીરાની પેદાશ પણ કોલસાની ખાણમાંથી થાય છે. તેથી હીરાનો સંબંધી છે.)

અંગ-(સં) શરીર, શરીરનો ભાગ, મદદગીર, બાજુ, કારણ

## પાઠ ૩૮ મો.

## કોલસો ભાગ ૨ જો

ગલી-સાંકડો રસ્તો, કોમળ જગ્યાએ હાથ અડાડી હસાવાય તે, ચમક.

એન્જિન-(અ) વરાળયંત્ર.

કોચી-કોરી,વિંધી,ભોંકી,સારી

જોગવઇ-જોગવાઈ, ગોઠવણ, તજવીજ, અનુકુળતા, ઠેકાણું,

જાન-( ફા. જાનકે જીયાન ) પ્રાણ, સ્નેહ, નુકસાન, ખરચ વરરાજાને સાથેના માણસો.

### સાર.

" કોલસો ખરેખર 'કાળો હીરોજ' છે. હજારો વર્ષ પહેલાં જ્યાં ફર્ન કે બીજી જાતનાં જંગલો હતાં, ત્યાં ધરતીકંપ થવાથી કે મોટી રેલો આવવાથી જંગલો દટાઇ ગયાં ને ઉપર માટી કે પત્થરનાં પડો બંધાઇ ગયાં તેના ભારને લીધે કોલસાનાં લાકડાં દબાઇ સખત થયાં ને જમીનમાંની ગરમીથી બળી કાળાં થયાં તે કોલસો કહેવાય

દુનિયાના ઘણા દેશોમાં કોલસો નીકળે છે; પરંતુ વેલ્સ પરગણાના કોલસાની તોલે બીજાની કોઇપણ ભાગનો કોલસો આવતો નથી. એવો ઉત્તમ અને બહુ જથામાં કોલસાની પેદાશ વેલ્સમાં છે.

કોલસાની ખાણુ બહુ ઊંડી ને મોટી હોય છે, તેમાં પેઢી દર પેઢી કામ કરનાર ઘણા માણસો હોય છે. ખાણમાં સળગી ન ઉઠે માટે 'હંફ્રી ડેવીડ' એવો દીવો બનાવ્યો કે બહારના ભાગ ઉપર ગરમજ ન થાય ને હવા કે ગેસ સળગવા ન પામે. એ માટે ફાનસની બહાર ફરતે પાતળી

તારની જાળી બનાવી અક-સ્માતો અટકાવ્યા.

કોલસા ને લોઢાવડેજ ઈંગ્લંડનું જીવન હોઇ આબાદી પણ છે. ઘણાંજ વરાળયંત્રો કોલસા-થીજ ચાલે છે.

કોલસાના ભૂકાને ચુંગી જેવા વાસણમાં ભરી મોં બંધ કરી તપાવ્યાથી નાળચા વાટે ગેસ નીકળે છે તેના દીવા સળગે છે ને નાળચામાં જે મેલી કે રસી પડે છે તે કોલટાર કહેવાય છે. એ કોલટારમાંથી જર્મનિના વખણાતા રંગો, ડામર, સુગરીન વિગેરે બનેછે.

જર્મનિના રંગો ચળકતા ને સફાઇદાર હોવા સાથે સસ્તા પડવાથી દુનિયા એજ રંગો વાપરતી થઇ છે. એ રંગો 'એલીઝરિન રંગો' થી ઓળ-ખાય છે. દરેક મુખ્ય રંગના પેટા ભાગો પાંચસો સુધી હોયછે. એ રંગો ઝાઝો વખત ટકતા નથી ને તાપ લાગ-વાથી ઝટ ઉડી જાય છે.

સુગરીન ખાંડના તત્વની રસી જેવી હોય છે. સાધારણ ખાંડ કરતાં સોથી પણ વધારે ગણી ગળપણ ધરાવે છે. શીશીઓમાં ભરાઇ વેચાય છે. સુગરીન ગરમ હોવાથી શરીરને નુકસાનકર્તા છે. તાડી-વાળાઓ ખાટી તાડીને સહેજ સુગરીનમાં સળી બોળી તાડીમાં મારે છે તેથી ખટાશ મટી જાય છે.

જેમ ઘઉંમાંથી ભિન્ન ભિન્ન ભોજનો બને છે તેમ કોલસા-માંથી ભિન્ન ભિન્ન પદાર્થો મનુષ્યને ઉપયોગી બને છે.

કોલસાની ખાણમાંથી પેન્સિ-લમાં વપરાતો કાળો પદાર્થ જે 'ગ્રેફાઈટ'ના નામથી ઓળખાય છે તે ઘણા જથામાં

મળે છે. કેરોશીન પણ કોલસાની ખાણુ આગળના કૂવામાંથી મળે છે.

એક જાતના લાલ તપકીરીઆ રંગના કોલસા આવે છે તેમાંથી "પારાફીન" નામનું તેલ નીકળે છે. તે દીવા બાળવાના ને મીણબત્તી બનાવવાના કામમાં વપરાય છે.

હિંદુસ્તાનમાં સૌથી વધારે કોલસાની ખાણુ બંગાળામાં છે. પંજાબ, મધ્યપ્રાંત, આસામ; મદ્રાસ, ને બ્રહ્મદેશમાં પણ કોલસાની ખાણો છે. જેમાં અર્ધલાખ કરતાં વધુ માણુસો કામ કરે છે.

કરાંઠી કે સાંઠીમાંથી પણ ગેસ નીકળે છે. પણ કોલ ગેસ કરતાં ખરચ વધુ આવવાથી એ ઉદ્યોગ ચાલતો નથી.

જે ચીજ એક ખુણામાં પડી રહેનાર નિરૂપયોગી જેવી ગણાતી હતી તેજ ચીજ આજે હુન્નરકળાને ધંધાનું મૂળ થઈ પડી છે. પ્રભુના સામ્રાજ્યમાં પ્રભુની ખૂબી અલૌકિક છે, જેનો પાર મનુષ્યો પામી શકતાં નથી.

## પાઠ ૩૯ મો.

## ડોળઘાલું પંડિત.

ડોળઘાલુ–દાંભિક, ઢોંગી, ડોળી, બેડસાઇખોર, ખોટો દેખાવ કરનાર.

પંડિત–(સં.) વિદ્વાન, ડાહ્યો.

જમાવટ–યોગ્ય મળતું, મળવું તે.

પ્લાસ્તર ઓવ પેરિસ–પત્થર સાંધવાનો પરદેશી ઉત્તમ કૅાલ.

તડાકા–ગપ, અફવા, તદ્દન ખોટી વાતો, છાંટ, નકામી વાત.

પસાર–ફેલાવો, પ્રવેશ, પેસારો, આરપાર જવું તે.

પુષ્ટિ–(સં.) પોષણ, ભરાવો,

વધારો, ટેકો, ઉત્તેજન, બળ.

મનુસ્મૃતિ–( સં. સ્મૃ–યાદ કરવું ) મનુ મહારાજાએ હિંદુઓનું મૂળ કાયદાશાસ્ત્ર બનાવેલું તે.

(મનુ–મિસરનો મિશીન તેજ મનુબ્રહ્માના પુત્ર કે બ્રહ્માનો અવતાર. સૃષ્ટિની વૃદ્ધિ કરનાર ને મનુષ્યને ધર્મ શિખવનાર–દરેક કલ્પમાં ચૌદ મનુ પેદા થાય છે. દરેક મનુ વચ્ચેનું અંતર તે મન્વન્તર ગણાય છે આ કલ્પમાં છ થઇ ગયા છે. હાલના મનુનું નામ સત્યવ્રત છે. વિવસ્વત જે સૂર્ય તેનો પુત્ર તેજ સાતમો મનુ. એનાથી સૂર્યવંશ ચાલ્યો છે. સાતમા મનુની પુત્રી જે ઇલા; તેની સાથે ચંદ્રનો પુત્ર બુદ્ધ પરણ્યો હતો.

સ્મૃતિ–જુના ઋષિઓ પાસેથી નવા ઋષિઓએ જે સાંભળેલું તે ઉપરથી સંભારીને એટલે યાદ કરીને બનાવેલો ગ્રંથ. જન સમુદાયને પાળવાના નિયમોનું પુસ્તક. એ ૧૬ છે; છેલ્લી મનુસ્મૃતિ છે. ઇ. સ. પૂ. ૮૦૦ થી ૫૦૦ માં રચાએલ છે.)

ધૃષ્ટતા–(સં.) નિર્લજ્જતા.

પારાશર–( સં. ) વ્યાસજીના પિતા.

(વશિષ્ઠના પુત્ર શક્તિને તેના પુત્ર પરાશર. [illegible] નું ન મત્સ્યગન્ધા સાથે હાડીમાં સંબંધ કરવાથી વ્યાસ પેદા થયા હતા. એ શ્રી શૈલ પર્વત ઉપર રહેતા એને પંદર હજાર શિષ્ય હતા. એણે બનાવેલી સ્મૃતિ તે પારાશર સ્મૃતિ.)

ગૌતમ–(સં.) અહલ્યાના પતિ, ગૌતમ બુદ્ધ.

(આ ગૌતમ અહલ્યાના પતિ જેણે અહલ્યાને પોતાનું ઘર આવેલ ઇંદ્રને ન ઓળખી સંબંધ

કરવાથી શાપ દીધો હતો. જે
પાછળથી અહલ્યા શલ્યા
થએલી તેને રામચંદ્રજીના
પગની રજ અડવાથી પુનઃ
અહલ્યા થઇ હતી.)

શરમિંદો=(ફા. શર્મેંદા)શરમાળ.

પતરાજી=ચેંપેં, ખોટી બડાઇ;
ગર્વ.

### સાર.

"વિદ્વાનને ડાહ્યા માણસો
ઘણી વખત ડોળ ઘાલી અજા-
ણ્યાને ભોળા માણસોને છેતરે
છે, પરંતુ ડોળ પકડાતાં લોકો
તેને જરાપણ માન આપતા નથી.

આજકાલ ઘણા ધર્મમાં ને
ધંધામાં ડોળ ઘાલુ આગેવાનો
શાસ્ત્રીય ભાષામાં કે અગડં
બગડં બોલી સ્વાર્થ સાધવા
મંડી પડવાથી પ્રજા ધર્મહીન
થવા સાથે શક્તિ હીણ થતી
જાય છે ને ખાડે માંડે
ફેંસાય છે.

## પાઠ ૪૦ મો.

## મહાન્ સિકંદર.

મહાન્ સિકંદર=ગ્રીસ દેશનો
મોટો પાદશાહ, ભારે ચઢતી.

ફિલસુફ=(અં.) જડ ચૈતન્ય
ના કે પદાર્થ અને મનના
ધર્મ કે ઝરણ શોધનાર.

એરિસ્ટોટલ=(અં) (પાઠ ૭૮
માં જુઓ.)

સંસર્ગ=(सं–सम्+सृज् ઉપરથી
सर्ग) સ્પર્શ, મેળાપ, અડકા-
અડકી.

ઔદાર્ય=(सं. उदारस्य भावः)
ઉદારતા, સખાવત, દાતારપણું.

એશિઆ માઇનોર=જે ભાગમાં
રૂમનો આવેલું છે ને કાળા
સમુદ્ર તથા ભૂમધ્ય સમુદ્રની
વચમાં દ્વિપકલ્પ આવેલો છે તે

મેસિડોનિઆ-( અસલના
વખતમાં ગ્રીસદેશનો પ્રાંત
હાલનો યુરોપી તુર્કસ્તાનનું

અંદર એ પહાડી મુલક હોઈ હાલ બલગેરિયનોનો ઘણો ભાગ રહે છે. )

પોરસ–સંતોષનો આનંદ, પંજાબનો હિંદુરાજા.

નમૂન–(ફા. બે–નહિ નમૂન =નમૂના જેનો નમુનો ન હે એવી.

યા–(ફા) ઓર, અથવા, કે, સંભાવના–(સં) સંભવ, કાવ્યનો એક અલંકાર, સત્કાર.

## સાર.

"સિકંદર ઇ. સ. પૂ. ૩૫૬ માં ગ્રીસમાંજ જન્મ્યો હતો, એણે ગ્રીસ દેશનાં નાનાં રાજ્યો જે સ્વતંત્ર થઇ જવા લાગ્યાં હતાં તેને બાહુબળથી દબાવી દીધાં હતાં તેમજ સીરીયા, બગદાદ જીતી ઇરાનના શાહ ડરાયસને ૨૨ વર્ષની ઉમ્મરે હરાવી ઠેઠ સિંધુ નદી સુધી આવી ૨૯ વર્ષની વયે પંજાબના રાજા પોરસને હરાવી મૈત્રી બાંધી સ્વદેશ ફર્યો હતો. ૩૨ વર્ષની વયે મૃત્યુ પામ્યો હતો. એ દયાળુ મોટા મનનો, સાહાસિક, અને ધૈર્યવાન હોવા સાથે બહાદુર હતો. તેથીજ એની ચઢતી થઇ હતી. તે અમરતા પણ મૂકી ગયો છે કે 'ફૂલાણાનો દહાડો સિકંદર છે.

એ જીતનો બહુજ શોખીન હતો; તેથી એણે પોતાના પિતા માટે કહ્યું હતું કે 'મારા માટે કોઇપણ મુલકપર જીત મેળવવાની રહેવા દેવાના નથી? માતૃભક્ત તો એ ખરેખરોજ હતો. કે જેણે ગ્રીસ દેશના રાજ્યોને છિન્ન ભિન્ન થતાં અટકાવી એકજ રાજ્ય બનાવ્યું હતું, ને પોતાની જનની માટે પ્રધાનને લખ્યું હતું કે

તારા છસો કાગળોને લોહી-નાંખવા મારી માતાનું એકજ આસું બસ છે ?

મરતી વખતે પોતાના શબને ખુલ્લા હાથ રખાવી શહેરમાં ફેરવવાનું કહી ગયો હતો કે જગત જાણે જે હું બાંધી મુઠીએ આવ્યો હતો ને આટલું મેળવ્યા છતાં ખાલી હાથે જાઉં છું.

સિકંદરે જ પૂર્વ અને પશ્ચિમનો દરવાજો ઉઘાડી વેપાર ધંધા (વગેરેની મોકળાશ કરી આપી હતી.

## પાઠ ૪૨ મો

### કુંવરબાઇનો વલાપો

વલાપો–ગભરામણ ઝુરાપો, સંતાપ શોક.

શે–શો, શી, શું, શાં, શાસારૂ કેમ ?

કંકુ (સં કુંકુમ) તિલક કે ચાંલ્લો કરવાનું રાતું ચુર્ણ.

(કંકુ–હળધર ને ખારાની મેળવણીથી બને છે, કંકુના કરવા–સ્નેહ મેળવવી. કંકુ છાંટવું–શુભછે એવું દેખાડવું કંકુના કાગળો કરવા–તાગડ-ધિન્નાં કરવાં કંકુના પગલા–ઉન્નતિનાં ચિન્હ. કંકુવાળે હાથે–સૌભાગ્ય ભેર. કંકુને પગલે–માનભેર. કંકુનો ચાંલ્લો –શુભ.)

મોડ–મોઢ, ટેક, જીદ, બ્રાહ્મણ. વાણિયાને સુતારની એક જાત શુભ પ્રસંગે સ્ત્રીઓને માથે પહેરવાનો મુગટ, બોચાવાળુરાકું.

(સુથાડિઆ ઘાસનો કે બરૂનો મોડ બને છે. શ્રીમંતોમાં મખમલ કે બીજા કપડાનો શીવી તે ઉપર,પાછી મોતીની શેરો બંધાય છે.)

નાકું=ચાળિયાને સુરવાળમાં આપેતે, કમખાના બંધ હોય તે, અંબોડા બાંધવાની દોરડી, આંકો.

છડી=(सं. यष्टि=કલગી) ગુલ-છડી, રાજદંડ, નાજુક કે મુઠવાળી સુંદર લાકડી, કડીઓના ગુંથણીની સાંકળ, એકલી છોકરાં વગરની સ્ત્રી.

નાડાછડી=રંગિત સુતરની ગુંછળી, બે અથવા વધારે રંગના સુતરનો ફાળકો.

ચોળી=( सं. चौळ—चोलिका ) કંચુકી, પીઠ ઢંકાતુ કાપડું, ટુંકી બાંયનો સ્ત્રીનો કબજો.

ઘાટ=(सं. घट्) ઘડીને બનાવેલો આકાર, ચહેરો, સીકલ, ઓવારો, સ્ત્રીઓને પહેરવાનું રેશમી સુંવાળું લુગડું, લીલો-કે પીળો ગાળો, પહાડી રસ્તો, સહ્યાદ્રિ પર્વતને લગતો મુલક, યુક્તિ, તોલ, લાગ, દાવ, રીત, મુલક.

બારેવાટ=બાર રસ્તે જનારૂં, ગમે તેમ વાપરવું, ઉડાડી મૂકવું.

સંસાર=(सं. सम्+सृ-सर ઉપરથી) વિશ્વ, સાથે જવું ને, સંગમ, અહંતા મમતા, ગૃહસ્થાશ્રમ, પળેપળે સર્યા કરનાર.

હેજ=હેત, પ્રીત, પ્રેમ.

સુરભિ=(स.) ગાય.

વત્સ=(सं. वत्स) વચ્છ, છોકરૂં, બાળક, વાછરડું.

મચ્છ=(सं. मत्स्य) માછલું મેઘ ધનુષ, કમાનનો વચલો ટેકો, વિષ્ણુનો પ્રથમ અવતાર.

'જળવિણ જેવું તલપે મચ્છ'= પાણી વિના જેવું મછ (પાણી માટેજ ) તલપે, કે તરફ-ડીઆં મારે.

વછોઈ—વછુટું=વછુટું, જીદું, અળગું, આઘું, ખસેડેલું, નોખું.

મૃગલી—મૃગી=હરિણી, કુરંગી, એક જાતની વનસ્પતિ જેનું ઘી વાયુપર કામ લાગે છે તે.

લવણ=મીઠું, લુણ, નમક, તેજ, નુર, કાંતિ, આહોશી, હોંશિયારી.

ફિક્કુ—ફિકાશ=ઝાંખ, નિસ્તેજ પણું, સ્વાદ રહીત પણું, મીઠાસનો અભાવ, નિરસ્તા.

ભોજન(સં ભોજન) બરોબર ખાવું તે, જમણ જમવું તે, બરાબર ખાવાના પદાર્થ.

(જમણ કે ભોજન, વાળુ, ને નાસ્તો આ ત્રણેનો તફાવત એ છે કે બરોબર સંતોષથી પેટપુર જમવું તે જમણ, સહેજ ભુખ્યા રહી સાંઝના દરરોજ ખાવું ત વાળુ, ને નાસતાં નાસતાં પાણી પીવા જેટલું ખાવું તે નાસ્તો)

લોચન—(સં) આંખ. નેત્ર, નયન, તોડી નાંખવું તે, ચુંટી નાંખવું તે ઉતારી લેવું તે. (વસ્ત્ર લોચન કરી ગયો.)

મોળો—મોળું—ખાર ખટાશ કે ગળપણ બરોબર ન હોય એવું. સ્વાદ વગરનું, તેજ વગરનું, મંદ, નબળુ, ફીકું, આકરૂં નહિ તે.

કંસાર=લોટ કે રવા કરતાં જાડો ને લાપસી કરતાં ઝીણો ઘઉંનો દળેલો ભાગ કે એ ભાગને ગોળના કે ખાંડના પાણીમાં કે એમને એમ પાણીમાં બાફેલો તે, ઝીણી લાપસી.

( ઘહુંને દળતાં—લાપસી, કંસાર, શીરાનો રવો, પુરીનો રવો, લોટ કે કણક, ને મેંદો બને છે )

શિદ—શિદને—શા સારૂ ? શાને? શા માટે ?

ઉપહાસ—(સં) મશ્કરી, મજાક.

શંખ—(સં) જળ જંતુનું

ઘર કે શરીર, વિષ્ણુનું આયુધ મૂર્ખ; 'મૂઢ, મંદિર કે દહેરામાં બાવાજી રાખે છે ને વગાડે છે.

તાળ (સં. તાલ) ગાયનમાં ઢબબંધ ગાવામાં આવે છે તે. કાંસી જોડ, કાંસાની નાની જાડી તાલમાં ખખડાવવાની છાલીઓ હોય છે તે, છમછમીઆં, કરતાળ.

ચંગ-(સં.) સ્વચ્છ, પવિત્ર, સુંદર, રંગીલું, કંજુસ, ઘંટ કે ઘંટડી, ગંજીફાની જાત, મોંમાં પકડી વગાડવાનું વાંસનું વાજું, મોરચંગ, પિત્તળની વાડકી જેવી વગાડવાની ચકતી, પતંગનું પુંછડું, રથ કે ગાડીને ધુંસરી નીચે ગાડી ચાલતાં વાગે તેવો ઘંટ જેવો બંધાય છે તે.

ઢંગ-રીતભાત, ઠામઠેકાણું, વેષ, પહેરવેશ.

પેહેરામણી-કન્યા કે વહુનો બાપ વરને અને તેની તરફનાં માણુસોને જે બક્ષીસ આપે છે તે, કન્યા લેવા બદલ વરને રોકડ વગેરે ભેટ આપવાનું ઠેરાવાય છે તે. વાંકડો પહેરામણી

આસામી-શખસ, પૈસાદાર, સંબંધી

(જેને જે પહેરામણી આપવાની હોય તેનાં નામ ચીજસાથે)

સમસ્ત-(સં) સર્વ, સઘળું, સન્ધું, સકળ.

વિસારવું-ભુલીજવું, મનમાંથી કાઢી નાંખવું, યાદદસ્તપર નહિ લાવવું.

વસ્ત-(સં) વસ્તુ, ચીજ ભાવ મતલબ, હકીકત.

સાર.

"ક્યાં સંસારી કુંવરબાઇની હોંશ ક્યાં મહેતાની સાધુતા? સંસારીને સંસારના ને ન્યાતના રિવાજમાંજ રચ્યા પચ્યા

રહેવાનું; ને સાધુને સાધુતામાંજ કે પ્રભુ ભક્તિમાંજ રહેવાનું; ઉભયનો મેળ શી રીતે પડે? સંસારીના કોડ સાધુ શી રીતે પૂરે? સંસારી પુત્ર કે પુત્રી સંસારના ને ન્યાતના રીતરિવાજમાં માતાપિતા વિના જ્યારે ગોથાં ખાઇ પસ્તાય છે, ત્યારે બળાપાજ કાઢે છે; ને માતાપિતાને યાદ કરે છે. તેમાં એ પુત્રી માતાને અને પુત્ર પિતાને ખાસ યાદ કરે છે.

સંસારીના લહાવા સાધુ શી રીતે જાણે? ન્યાત ગંગાના પ્રવાહમાં સ્નાન કરવા, મનના લહાવા પાર પાડવા, સરખાપણું સાચવવા, બાળકોને ન્યાતમાં ઉંચુ નાક રાખવા, જીવનમાં આંડ માંડ મેળવેલી પુંજી કે મુજરાનનું સાધન ત્યજતાં બાબાગો જરાપણ વિલંબ કરતાં નથી.

અહાહા? કુંવરબાઇના સંસારી બળાપાએ સાધુ મહેતાનું હૃદય પણ ધ્રુજાવી નાંખ્યું, તો સંસારીનુ ધ્રુજે તેમાં શી નવાઇ? મહેતાની લાજ તો પરમભક્તિથી પ્રભુએ રાખી. પણ સંસારીની કોણ રાખે?"

## પાઠ ૪૨ મો.

### જિરાફ.

જિરાફ–આફ્રિકાના જંગલોમાં થતું રોઝકે ઘોડાની જાતનું પણ દેખાવે હરણ જેવું સુંદર જનાવર.

દીપડો-વાઘ જેવું હિંસક પ્રાણી. (દીપડો બિલાડીની પેઠે ઝાડ પર પણ ચઢે છે. ઝડપીને લુચ્ચુ પ્રાણી હોવાથી એનો શિકાર કરવો કઠણ પડે છે. ભક્ષને લઇને ઝાડપર ઝટ ઓળખાતું નથી.)

અર્થાત્‌-(સં.) મતલબ કે, વસ્તુત., એમ છે માટે.

જિજ્ઞાસા-(સં. જિ+જ્ઞા+સન-ચાહવું+અ) જ્ઞાનને ચાહવું, નવું જાણવાની ઇચ્છા.

અમુક-ફલાણું, ચોક્કસ.

વાંકું-વાંકું, મરડાતું, વળેલું. આડું, ખોટું, જુદું, અવળું.

સાર.

જિરાફ હાથી કરતાં પણ ઉંચું પ્રાણી છે. એનો પાછલો ભાગ આગલા ભાગ કરતાં બે તૃતીયાંશ નીચો હોય છે.

પગના ખરીમાં ફાટ હોવાથી કાદવમાં પણ દોડી શકે છે. પગ પાતળા પણ મજબુત હોવાથી લાત વડે સિંહને પણ હરાવી શકે છે. ચામડીનો રંગ બુંખરો પીળો ને અંદર કાળી બુટીઓવાળો ચળકતો આંખને ગમે એવા મઝાનો હોય છે. આ પ્રાણી જોતાં આનંદ ને નવાઇ પેદા થાય છે.

એનું ચામડું સાબરને હરણના ચામડા જેવું ગરમ ને કીમતી હોય છે.

એને સોળ દાંત હોય છે.

જીભ સાંકડી, લાંબી, પાતળી ને ખરબચડી તથા જેમ વાળવી હોય તેમ વળે એવી હોય છે.

એ પાંચ છના ટોળામાં રહે છે. માથું નાનું પણ શોભીતું હોય છે. શિંગડાં જેવાં હાડકાં જણાય છે; તેને ઘણા જણ શિંગડાંજ ગણે છે. આંખ ચળકતી ને ભરાઉ હોય છે. એ વાગોળનારૂં પ્રાણી છે.

ચાલમાં જમણી કે ડાબી તરફના પગ સાથે ઉપાડતું હોવાથી બીજાં પ્રાણી કરતાં ચાલની નવાઇ ઉપજાવે છે એનું શરીર પાતળા ઉંચા

ગ ઉપર ઢાલના આકારનું જણાય છે. પ્રભુની કળા અકળ તે અકળજ છે.

## પાઠ ૪૩ મો

## શિશુપાળ વધ, ભાગ ૧લો

શિશુપાળ-(સં.) ચેદી દેશનો એ નામનો રાજા.

(દમઘોષનો વસુદેવની બેનથી થયેલો પુત્ર એ જન્મ્યો ત્યારે એને ચાર હાથ, ને ત્રણઆંખ હતાં, તે ઉપરથી એની માએ એને ફેંકી દેવાનો વિચાર કર્યો; પણ આકાશવાણી થઇ કે જેને હાથે એનું મોત છે; તેના જોયાથીજ એના બે હાથ ને ત્રીજી આંખ ખરી પડશે, તેથી ફેંકી ન દીધો. સગાં સંબંધી જોવા આવ્યાં તેમાં કૃષ્ણ પણ હતા, કૃષ્ણના જોવાથી બે હાથ ને ત્રીજી આંખ ખરી પડયાં. માએ કહ્યું કે તું એને મારીશ નહિ, કૃષ્ણે કહ્યું કે 'સો અપરાધ થશે ત્યારે મારીશ' રૂકિમણી ને લીધે કૃષ્ણને એની વચ્ચે વેર બંધાયું હતું. પાંડવોના રાજસૂય યજ્ઞ વખતે ક્રોધ ભરાઇ કૃષ્ણને સો ગાળો દીધી કે કૃષ્ણે સુદર્શન ચક્રવડે એનું માથું ઉડાવી દીધું. માથું આકાશમાં જતાં બોલ્યું કે 'મેં કૃષ્ણને જીત્યો. પણ માથું કૃષ્ણ આગળજ આવી પડયું હતું.

રૂકિમણી-(સં.) શ્રી કૃષ્ણની એક પત્ની, સોનામુખી, મીંઢી આવળ.

(વિદર્ભ દેશના ભીષ્મક રાજાની પુત્રી એના ભાઇ રૂકમને એને શિશુપાળ સાથે પરણાવવાનું ઠેરવ્યું હતું; પરંતુ એની ઇચ્છા કૃષ્ણને વરવાની હતી.

તેથી લગ્નને દહાડે અંબાજીને દહેરામાં મળવાનું છાનું માનું કૃષ્ણને જણાવ્યું. તે પ્રમાણે આવી હરણ કર્યું, ને દ્વારીકામાં લગ્ન થયું. એ લક્ષ્મીજીનો અવતાર હતી. એના પુત્રનું નામ પ્રદ્યુમ્ન, જે કામદેવનો અવતાર હતો. એ કૃષ્ણની પાછળ સતી થઇ હતી.

રાજસૂયયજ્ઞ–(સં.) ચક્રવર્તિ રાજા હોવા બદલ કરાતો યજ્ઞ સોમયાગ.

ઇર્ષા–(સં.) અદેખાઇ.

આવેશ–(સં.આ+વિશ્) જોશ, જોર, ખુમારી.

'ક્રોધના આવેશથી હૃદયના ધબકારા એકદમ વધી ગયા'– હૃદયના લોહીનું નિયમિતપણે ફરવું જતું રહ્યું કે મગજ ને [illegible] ઠેકાણામાં ન રહ્યું; ગાંડ પણ આવ્યું.

વાગ્–(સં. वाच्) વાણી, બોલી, ભાષા, ગિરા, સરસ્વતી, ભારતી.

અગ્ર–(સં.) ટોચ, અણી, છેડો, મુખ્ય પહેલું, આંગલું.

ઉપાન–(સં. उप+न+ह)ખાસડું જોડો, જુતિયું.

તસ્કર–(સં. तत् करोति क्रूर:)

શ્વસુર–(સં.) સસરો

ઋત્વિજ–(સં.) યજ્ઞના કામ માટે ઠરાવેલો મુખ્ય બ્રાહ્મણ.

વ્યાસ–(સં. वि+अस) વિશેષ હોવા પણું બતાવનાર પરાશરના પુત્ર.

(યમુનાના બેટમાં મત્સ્યગંધાને પેટે જન્મ્યા હતા. શરીરે ઘણા ઉંચા, કાળા પણ તેજસ્વી હતા. વ્યાઘ્રચર્મ ઓઢતા ને જટાકલાપ રાખતા. એણે વેદની ગોઠવણ કરી જુદા પાડયા છે, તેથી વેદવ્યાસ પણ કહેવાય છે. એણે અષ્ટાદશ પુરાણ

મહાભારત, ભાગવત, વેદાંત, એ ગ્રંથો કર્યા છે. એ વિષ્ણુના અવતાર ગણાય છે. એ બદ્રી-કેદારના અરણ્યમાં રહેતા, ચીરંજીવી છે.)

યાજ્ઞવલ્કય–(સં) શુક્લ યજુ-વેંદ પ્રવર્તાવનાર એ નામના રૂષિ.

(એ મોટા બ્રહ્મજ્ઞાની હતા. એણે પ્રથમ શાકલ્ય ગુરૂ કર્યા હતા. પણ એક પ્રસંગે ગુરૂ-એ ક્રોધાયમાન થઇ પોતાનું ભણાવેલું પાછું માંગ્યું તેથી તેણે ઓકી કહાડયું, તે ઓકેલું બીજા રૂષિઓ તીતર થઈ ખાઇ ગયા તેથી તેમની તૈત્રી શાખા થઇ છે. પછી એણે સૂર્યને ગુરૂ કર્યા. ને શુક્લ યજુર્વેદ પૃથ્વીપર લાવ્યા હતા. એણે જનક રાજાને ત્યાં સર્વ બ્રાહ્મણોને બ્રહ્મ-વિદ્યાના વાદમાં જીતી સઘળી ગાયો લીધી હતી. આ પ્રસંગે આગલા ગુરૂ પણ નિરૂત્તર થયા હતા તેથી તેનું ડોકું પડયું હતું.

કપિલ–(સં.)સાંખ્ય શાસ્ત્રના કર્ત્તાને દેવહુતિના પુત્ર.

(કર્દમ રૂષિના પુત્ર. વિષ્ણુના ચોવીશ અવતારમાંના એક હતા. પુષ્કર આગળ જન્મ્યા હતા. માતા દેવહુતિને સિદ્ધ-પુરમાં જ્ઞાન આપ્યું હતું. સાગર આગળ આવતાં સમુદ્રે એને આસન આપ્યું હતું. અહિં એ હેતુથી એણે યોગા-ભ્યાસ કર્યો હતો કે કળીયુગ વાસી મારૂં દર્શન કરી પાપથી છુટે. હજુ પણ કલકત્તા પાસે સ્થાનક છે, ને જાત્રા ભરાય છે. પાતાળમાં પણ ધ્યાનસ્થ બેઠા હતા ત્યારે અયોધ્યાના

સગર રાજાના સાઠ હજાર પુત્રોને ક્રોધથી આંખના અગ્નિ વડે બાળી ભષ્મ કર્યાં હતા. એ કાળા હતા ને પીળાં વસ્ત્ર પહેરતા. )

બ્રહ્મનિષ્ટ—(સં.)ગુણ રહીત. જે બ્રહ્મ તે પર જેની સેવા આસ્થા હોય તે.

બ્રહ્મ—(સં.)પ્રભુની જે ઉત્પન્ન કરવાની શક્તિ તે, જડ માયા તે, સરસ્વતી દેવીના પિતા.

(એ શેષશાયી નારાયણના નાભિ કમળમાંથી સૃષ્ટિ ઉત્પન્ન કરવાને પેદા થયેલા છે. એનું વાહન હંસ છે, એને પાંચ માથાં હતાં તેમાંથી એક ભૂંક્યા કરે ને ચાર વેદ ભણે. તેથી ભૂંક્યા કરતા માથાને રૂદ્રે કાપી નાંખ્યું. નિરંતર ચાર મુખે ચાર વેદ ભણ્યા કરે છે. )

કૃપાચાય—(સં)અશ્વત્થામાના મામા, ચંદ્રવંશી કુળગુરૂ.

સૂત્ર—(સં.) યજ્ઞસૂત્ર, યજ્ઞોપવીત, ઉપવીત, જનોઈ, બ્રહ્મસૂત્ર, તાંતણો, કળ, ગોઠવણ નિયમ, ટુકું છતાં ઘણા અર્થ વાળું વાકય.

અશ્વત્થામા—(સં.अश्व+स्थामन् =બળ) ઘોડાની પેઠે બળ દર્શાવનાર (દ્રોણાચાર્યને કૃપયાના પુત્ર. વેદ શાસ્ત્ર સાથે ધનુર્વિદ્યા ભણ્યા હતા. અભિમન્યુ વિગેરે સાથે લડવામાં પુષ્કળ બળ દર્શાવ્યું હતું; પરંતુ અર્જુનના મારથી છેવટે સરસ્વતી કિનારે તપ કરવા જવું પડ્યું. ત્યાં વ્યાસે આવી સમજાવ્યાથી ફરી યુદ્ધમાં જવું પડયું. દુર્યોધન પડતાં કૃતવર્મા ને કૃપાચાર્ય સાથે માત્ર ત્રણ યોદ્ધા જીવતા રહ્યા હતા.

તેમાં એણે પરેલા દુર્યોધન આગળ આવી પાંડવોનો નાશ કરવાની પ્રતિજ્ઞા લીધી હતી. સુતેલાને મારવાનું મહાપાપ કૃતવર્માએ જણાવ્યા છતાં એણે નમાની રાત્રે પાંડવના તંબુમાં ઝંપલાવ્યું. અર્જુને મહારૂદ્રની સ્થાપના કરેલી હોવાથી પ્રથમ તો એને ગભરામણ થઈ. પરંતુ રૂદ્રને આહુતિ આપી સંતોષવાથી શિવે હરકત ન કરી. ધૃષ્ટદ્યુમ્ન, ઉત્તમૌજો, યુધામન્યુ, દ્રૌપદીના પાંચેપુત્ર, શિખંડી, વિગેરેનો નાશ આગ વિગેરેથી રાત્રેજ કર્યો. માત્ર પાંડવ, કૃષ્ણ ને સાત્યકી મળી સાતજ જણ આધેના તંબુમાં હતા તેટલા બચવા પામ્યા. આ સમાચાર એણે પહેલા દુર્યોધન આગળ જઇ કહેતાં દુર્યોધનનો જીવ ગયો, પણ એને ગંગા કિનારે તપ કરતા વ્યાસની પાછળ છુપાઈ જવું પડ્યું. દ્રૌપદીને પોતાના પુત્ર મરણથી લાગેલો શોક સમાવવા ભીમે આવી માથું માગ્યું. ત્યારે છેવટનું જે 'બ્રહ્મશિરો' નામનું અસ્ત્ર દ્રોણે પ્રાણ સંકટ વેળા એજ વાપરવા આપ્યું હતું તે એણે છોડયું. તરતજ કૃષ્ણે અર્જુનને કહ્યું કે તું પણ સામુ મૂક. કારણ કે એણે મૂકેલું અસ્ત્ર ઉત્તરાના ગર્ભને પણ છેદશે. બે અસ્ત્ર લડતાં બ્રહ્માંડ પણ ડોલ્યું. વ્યાસના કહેવાથી અર્જુને તો ખેંચી લીધું, પણ એણે કહ્યું કે ક્રોધથી મૂકેલું તે મારાથી વળાય તેમ નથી. ત્યારે કૃષ્ણે સુદર્શન ચક્રવડે ઉત્તરાના ગર્ભનું રક્ષણ કરી એને શાપ આપ્યો કે 'બાળહત્યારા! તું ત્રણ હજારવર્ષ

ઘોર રણમાં પિશાચ થઈ રહીશ તને ગળત કોઢ થશે, ને પરૂ વહ્યા કરશે. તું કર્મ ભ્રષ્ટ થઈશ; ને કોઈ સત્પુરૂષનું દર્શન પણ ન પામતાં વનમાં ભટક્યા કરીશ,' તારા માથાનો મણિ અર્જુનને આપ. ત્યારે એણે 'મણ આપું તો માથું જાય ને માથું ગયું એટલે હું હાર્યો ગણુ ઉં'; માની ન આપ્યો; તેથી અર્જુને બાણ વડે છેદી લીધો. એ ચિરંજીવી છે.

એ નામના કૌરવ દળમાં હાથી પણ હતો; કે જે મરાતાં યુધિષ્ઠિરને 'નરોવા કુંજરોવા' કહેવા પ્રસંગ આવ્યો હતો.)

કર્ણ—( સં. ) કાન, કાટખૂણ ત્રિકોણમા સામ સામેની બા જુના છેડાને જોડનાર ત્રાંસી લીટી, સુકાન, સૂર્ય પુત્ર, (દુર્વાસાના મંત્રથી કુંતીએ કુવારી અવસ્થામાં મંત્રનું ખરૂં પારખું જોવા સૂર્યની આરાધના સૂર્ય મંત્રથી કરી. કે તરતજ સૂર્યે હાજર થઇ કિરિટ, કુંડલ, કટિમેખળા સહ પુત્ર આપ્યો. કુંતાએ છાનો-માનો પેટીમાં ઘાલી ગંગામાં વહેતો કર્યો. હસ્તિનાપુર આગળ કૌરવનો અધિરથ નામનો જે સ્વાર હતો તે ઘોડાને પાણી પાવા નદીએ ગયો હતો તેના જોવામાં એ પેટી આવી. તેને બહાર કાઢી ઘેર લઇ જઇ ખોલી તો પ્રફુલ્લ સુદર બાળક જણાયો. પોતાની સ્ત્રી રાધાને સંતાન ન હોવાથી ઉછેરવા આપ્યો. તેણે ઉછેરી મોટો કર્યો. દ્રોણ-ગુરૂએ મન દઇ ન શીખવ્યાથી દુર્યોધનની સમજુતીથી પરશુ-રામ પાસે પાંડવોને હરાવવા ભણવા ગયો. પરશુરામે તો

ભીષ્મ સાથેના યુધ્ધથી ટેક લીધો હતો કે 'ક્ષત્રિયને હવે કદી ભણાવું નહિ.' આથી બ્રાહ્મણના વેશે કર્ણ ભણવા ગયો. ને છેતરી ભણ્યો પણ ખરો, ને કૃષ્ણને કે અર્જુનને મારવાનું બાણ પણ લીધું. કર્મ યોગે એવું બન્યું કે ગુરૂની રજા લઈ જવાને આગલે દહાડે પરશુરામ એના ખોળામાં માથું મૂકી ઉંઘી ગયા. ઇંદ્રે જાણ્યું ને મારા પુત્રના મરણનું બાણ છેતરીને લીધું છે તે બરાબર નહિ. તેથી ભમરાનું રૂપ લઇ કર્ણની જાંઘ કોરી લોહી વહેડાવ્યું. કર્ણે ગુરૂ જાગશે જાણી વહેવાજ દીધું. પણ ગરમ લોહી અડતાં ગુરૂ જાગ્યા ને જાણ્યું જે ગરમ લોહી તો ક્ષત્રિયનું હોય ને વળી બ્રાહ્મણ આટલી ધીરજ પણ ન ધરે. શક ખરો પડતાં શાપ આપ્યો કે મારૂં ભણાવેલુ નાશ પામજો. પણ પેલું બાણ લેવાનું તો ભૂલીજ ગયા. એ બાણ મોટા યુધ્ધ વખતે કૃષ્ણના કપટથી કુંતાએ કર્ણને છેતરી લઇ લીધું હતું.

દાસી પુત્રના મેંહણાથી દુર્યોધને અંગદેશનું રાજ્ય આપી તાબાના રાજાઓ સાથે નમન કર્યું હતું; ત્યારે કર્ણે મરણ પર્યંત કૌરવને ન છોડવાનું વચન આપ્યું હતું. દુર્યોધનના યજ્ઞમાં અણે એકલે હાથેજ દિગ્વિજય કર્યો હતો.

એક વેળા સૂર્યે કહ્યું કે ઈંદ્ર છેતરીને તારો કિરિટ અને કુંડળ લઈ જશે માટે આપતો નહિ. ત્યારે એણે કહ્યું કે માગવા આવે તેને ના કેમ કહેવાય? સૂર્યે કહ્યું ભલે

આપજે પણ બદલામાં શકિત લેજે. તે પ્રમાણે ઇંદ્રે બ્રાહ્મણવેશે આવી યાચતાં કર્યું. ઇંદ્રે કહ્યું કે આ શકિતનો ઉપયોગ પ્રાણ સંકટ વેળાએજ કરવાનો છે.

દુર્યોધન સાથે કૃષ્ણ વિષ્ટિ કરવા આવ્યા હતા ત્યારે કૃષ્ણે એને પાંડવપક્ષમાં ર વાનું કહેતાં એણે કહ્યું કે, નિમકહરામ કેમ થાઉં? મેં તો મરણ પ્રર્યંત સાથે રહેવાનો દુર્યોધનને કહેલુંછેજ. કુંતાએ પણ મોટા યુદ્ધમાં આવી એને પોતાનો પુત્ર જણાવી પાંડવ પક્ષમાં રહેવાનું કહેતાં કહેલું કે 'તારો છું તો તેં કેમ વહેવડાવ્યો? છતાં માન કે તેં તો પાંચજ માન્યા છે તો હું મરીશ તોએ તારે પાંચ રહેશે ને અર્જુન મરશે તોએ મારી સાથે પાંચજ રહેશે. અર્જુન સિવાય કોઇને ન મારૂં.

ભીષ્મે એને અતિરથીમાં ન ગણતાં અધિરથીમાં ગણ્યાથી એણે ટેક લીધો હતો કે 'ભીષ્મ લડાઇમાં હોય ત્યાં સુધી મારે લડવું નહિ' ભીષ્મ પડયા ત્યારે રાત્રે સૌની પાછળ એકલો ભીષ્મને મળવા ગયો ને ભીષ્મની માફી માગી. ભીષ્મે કહ્યું કે તું આવ્યો તો કહું છું કે તું કુંતા પુત્ર છે, ને ધર્મયુદ્ધ કરજે.'

મોટા યુદ્ધમાં એક પ્રસંગે ન છુટકે ઇંદ્રની શક્તિનો ઉપયોગ ઘટોત્કચ ઉપર કરવો પડયો હતો. ને યુધિષ્ઠરને ખભે હાથ મૂકી કહ્યું કે યુદ્ધ તો બરોબરીઆનેજ શોભે, માટે તમે ચારે જણ જાવ.

શલ્યને સારથી બનાવી યુદ્ધમાં લડતો હતો પણ શલ્યનાં

'દાસીપુત્ર' વિગેરે મહેણાં સાંભળી એ ખિન્ન થઇ જતો પણ બહાદુરીથી લડતાં અર્જુનનો મુગટ છેદી નાંખ્યો તે વેળા પોતાના રથનું પૈડું પૃથ્વીમાં ખુંચી જવાથી કાઢવા માટે ઉતરતાં કૃષ્ણે અર્જુન પાસે બાણથી મરાવ્યો.

એ દરરોજ સૂર્યના મણિ વડે હજાર બ્રાહ્મણને દશહજાર ગાયનું દાન કરતો હતો એ મહા દાનેશ્વરી ગણાયછે. એણે માગ્યું આપવા માટે ધર્મ ધ્વજ ચઢાવી હતી.)

દુર્યોધન–(સં.) ધૃતરાષ્ટ્રનો વડોપુત્ર, વડો કૌરવ. (ગાંધારીના સો પુત્રમાંનો વડો પુત્ર. એને રમતમાં ભીમ મારતો તેથી ભીમને ઝેરના લાડુ ખવડાવી મારવા ધારેલો પણ ન ફાવેલો. એણે કર્ણને મરાતું મહેણું બંધ થવા કર્ણને અંગ દેશનું રાજ્ય આપ્યું હતું. બળરામ પાસે ભીમનું જોઇ ગદાયુદ્ધ શીખી લાવ્યો હતો. જ્યારે દ્રોણના કહેવાથી અર્જુને દ્રુપદને હરાવ્યો હતો ત્યારે એણે જાણ્યું કે પાંડવો આપણો પણ ઘાટ ઘડી નાંખશે. તેથી પિતાને સમજાવી યાત્રા નિમિત્તે પાંડવોને લાખાગૃહમાં બાળી મૂકવા માંડેલા પણ તેમાં એ ન ફાવેલો દ્રોપદીના સ્વયંવરમાં પાંડવોને બળી ન મરેલા જોઈ અર્જુન અને ભીમ સાથે યુદ્ધ કરેલું તેમાંએ નફાવેલું. છેવટે પાંડવોને ઈંદ્રપ્રસ્થમાં જુદીગાદી આપવી પડી. પાંડવોના રાજસૂય યજ્ઞ વખતે ભંડારનું ઉપરી પણું કર્યું હતું; ને સભામંડપમાં 'સ્થળ ત્યાં જળ,

ને જળ ત્યાં સ્થળ' ધારી મુર્ખાઇ બતાવી હાંસી કરાવી હતી પાંડવો પ્રત્યે હાંસીથી સખત લાગી આવ્યું; તેની પિતાને સમજાવી મામા શકુનીને સાથે રાખી પોતાને ત્યાં 'ગૌત્ર યજ્ઞ' ઠેરવી પાંડવોને બોલાવી જુગટું રમાડી લુચ્ચાઇથી સર્વ લઇ લીધું. અને ભરી સભામાં દ્રોપદીની લાજ લેવા માંડેલી તેમાંએ પણ નફાવેલો. પાંડવોને બાર વરસ વનમાં રહી તેરમું વરસ ગુપ્ત પણે રહેવાનું જુગટામાં ઠર્યું હતું, તે પ્રમાણે પાંડવો રહેતાં દુઃખદેવાને એણે દુર્વાસાને મોકલ્યા હતા, પણ તેમાંએ ફાવેલો નહિ. યાત્રામાં પોતાનો વૈભવ પાંડવોને બતાવવા જતાં ચિત્રરથ નામના ગંધર્વ સાથે યુદ્ધ થયું તેમાં અર્જુને ધર્મના કહ્યાથી એને ગંધર્વે છોડયો હતો; જયદ્રથ વિગેરે યોદ્ધા પાસે વનમાંથી દ્રોપદીનું હરણ કરવા પ્રયત્ન કરાવેલા, પણ તેમાંએ નફાવેલો. તેરમે વરસે વિરાટ નગરમાં પાંડવો હોવાનું જાણી ગાયોનું હરણ કરાવી યુદ્ધ કરી અર્જુનના હાથે હાર્યો હતો.

કૃષ્ણે વિષ્ટિમાં સમજાવ્યા છતાં ન માન્યાથી મોટું યુદ્ધ થયું. તેમાં અઢારમે દિવસે હારવાથી તળાવના ધરામાં ભરાવું પડેલું. પણ યુધિષ્ઠિરના ધર્મયુદ્ધ કરવાના કહેણથી ને મહેણાંથી બહાર નીકળી ભીમ સાથે ગદા યુદ્ધ કરી પડયો. એ હારતે નહિ પણ એના આખા શરીરને ગાંધારીએ વજ્રનું બનાવેલું

તેમાં જાંગનો ભાગ ચદીથી ન દેખાયાથી વજ્ર થયા વિનાનો રહી ગયો હતો. તે ઉપર કૃષ્ણે ભીમ પાસે ગદા મરાવી હતી. રણમાં પડતાં અશ્વત્થામાના મુખે સમાચાર સાંભળી પ્રાણ છોડયો હતો.

શલ્ય–(સં.) માદ્રીનો ભાઇ સહદેવ નિકુળનો મામો.

(મોટા યુદ્ધ વખતે એ પાંડવોની પક્ષમા આવતો હતો, ત્યારે રસ્તામાં વિશ્રાંતિ લેતાં વિશ્રાંતિ સ્થાનથી પ્રસન્ન થઇ કહ્યું કે 'આ સ્થાન બંધાવનારને માગે તે આપું.' આ પ્રસંગે દુર્યોધન આવી પહોંચ્યો ને કહ્યું કે હું બંધાવનાર છું ને માગુ છું કે મારી પક્ષમા ચાલો. આથી ન છુટકે સૈન્યને પાંડવ પક્ષમાં મોકલી પોતે કૌરવ પક્ષમાં રહ્યો. કર્ણનો રથ ન છુટકે કમને હાંકી કર્ણને મહેણાં માર્યા હતાં. અઢારમો અડધો દિવસ એણે દુર્યોધનને શરણે રાખ્યો હતો. ત પ્રમાણે વખત થતાં ધર્મરાજાની શકિતથી હણાયો હતો. એ ગદા યુદ્ધમાં ભીમ જેવો હતો.)

એકલવ્ય–(સં.)એક ભીલકુમાર (દ્રોણ પાસે ભણવા આવેલા પણ શુદ્ર હોવાથી દ્રોણે ભણાવવાની ના કહી; ત્યારે વનમાં દ્રોણની મૂર્તિ બનાવી એકલી જાત ને જાતે ભણ્યો. એક વખત પાંડવના કુતરાને ભસતો અટકાવવા બાણોથી મોં ભરી દીધું હતું, તે જોઇ અર્જુને દ્રોણને કહ્યું કે મને વ્હાલા ગણતા જણાઓ છો તે ખોટું છે. આથી દ્રોણે એની પાસે ગુરૂ દક્ષિણામાં

જમણા હાથનો અંગુઠો માગતાં તરત કાપી આપ્યો. છતાં એ પગની મદદથી બાણ ફેંકતો હતો. કેવી ગુરૂ ભક્તિ ?

ભગદત્ત–( સં. ) પ્રાગ જ્યોતિષપુરનો રાજા.

(નરકાસુરનો પુત્ર–કૃષ્ણે નરકાસુરને મારી એને ગાદી આપી હતી. એણે મોટા યુદ્ધમાં કૌરવપક્ષે રહી ભીમ જોડે યુદ્ધ કર્યું હતું. )

ભીમક–( સં. ભીષ્મક) વિદર્ભ દેશનો રાજા, દમયંતીનો પિતા એજ દેશનો રૂક્મિણીનો પિતા.

બાલ્હિક–(સં.) પ્રતીપ રાજાના વચલા પુત્ર, શંતનુના ભાઇ.

(મામાના અભાવે એને એના આજાની ગાદી મળી હતી. ૭૦૦ વર્ષની વય છતાં મોટા યુધ્ધમાં કૌરવ પક્ષે રહી યુધ્ધ કર્યું હતું. )

જયદ્રથ–(સં.) સિંધુ રાજાનો પુત્ર, દુર્યોધનનો બનેવી.

(દુર્યોધનની બહેન દુઃશીલા સાથે પરણ્યો હતો. દુર્યોધનના સમજાવ્યાથી વનમાં દ્રોપદીનું હરણ કરવા ગયો હતો ત્યાં પાંડવોનો માર ખાઇ નાસવું પડયું હતું. તેથી લજ્જિતપણું આવતાં પાંડવોને હરાવવા માટે શિવનું તપ માંડયું, શિવે વરદાન આપ્યું કે 'અર્જુન સિવાયના પાંડવોને હરાવીશ.' તે પ્રમાણે કૌરવયુધ્ધ વખતે અભિમન્યુનું મોત એને હાથે થયું હતું. અર્જુનના હાથે બીજેજ દિવસે એનું શીર ઉડી એના પિતાને પશ્ચિમ સમુદ્ર કિનારે સંધ્યા કરતા હતા ત્યાં જઇ પડયું ને નાશ પામ્યો. )

મહાંત–(સં.) મહંત; મોટો તપસ્વી અને ઘણા સાધુનો ઉપરી, મઠાધિકારી સાધુ.

સાધન—(સં. સાધ+અન)સાહિત્ય, જેમાં સિદ્ધ કરાય તે, સાધના. અમુક દેવ દેવીની ભક્તિ.

(મોક્ષ એટલે પ્રભુમાં મળી જવા માટે મૂક્તિ મેળવવાનાં સાધન ચાર છે; ૧ વસ્તુવિવેક, ૨ વૈરાગ્ય, ૩ મુમુક્ષુત્વ—મોક્ષની જીજ્ઞાસા, ને ૪ શમાધિ સંપત્તિ શમાધિસંપત્તિમાં પહેલું શમ =શાંતિ, અંત:કરણ નિગ્રહ. બીજું દમ—શ્વાસોશ્વાસ, પ્રાણ વાયુ, જીવ. એકરોગ, ગુણ, સત્વ, જોર, અભિમાન, ધીરજ, થાક, શક્તિ, બીક ત્રીજું ઉપરતિ—શાંતિ, વૈરાગ્ય, વિરામ ચોથું તિતિક્ષા—ધીરજ, સબુરી પાંચમુ સમાધાન—સમજુતી, છુટકારો, નિરાંત, નીવેડો. છઠ્ઠી શ્રદ્ધા, આવે છે.)

કર્મ—(સં.) કામ, ક્રિયા, રકયાનો આધાર ભાગ્ય નસીબ, શાસ્ત્રમાં નૈમેત્તિક, નિત્ય. અને કામ્ય એવા કર્મના ત્રણ ભેદ છે.

## પાઠ ૪૪ મો

### શિશુપાળ વધ, ભાગ ૨ જો.

ધર્મરાય—(સં.)સ્વર્ગ નર્કનો ધર્મરાજા; યુધીષ્ઠિરના મંત્રપિતા

મહાત્મ્ય—(સં) મહાત્ મનોભાવ:) મોટાઇ, મહત્વ, મહત્તા

પૂતના—(સં.) એક કંસ તરફની રાક્ષસી.

(થાનને વિષ લગાડી કૃષ્ણને મારવા મારી તરીકે આવી હતી; પણ કૃષ્ણે ધાવતાં ધાવતાં એના પ્રાણ લીધા હતા. )

બગ—બકાશુર, બગાસુર.

(એ રાક્ષસ કંસ તરફથી કૃષ્ણને મારવા બગલા રૂપે આવ્યો હતો; ચાંચમાં કૃષ્ણને લઇ ઉડતાં અંતરીક્ષમાંજ

ચાંચ ફાડી મારી નાંખ્યો હતો)

'વંટોળિયો એક ભુત પછાડયો'–(તૃણાવર્ત નામનો કંસ તરફનો એક રાક્ષસ કૃષ્ણને મારવા વંટોળિયા રૂપે આવ્યો, આ વખતે જશોદા કૃષ્ણને લઇ બહાર બેઠાં હતાં, તેથી કૃષ્ણને લઇ ઘરમાં જવા માંડયું પણ કૃષ્ણ ભારે થઇ જવાથી મૂકીને ગયાં. તરતજ આંધી થઈ ઝાડ ઉડવાં લાગ્યાં તૃણાવર્તે આંધી રૂપે કૃષ્ણને ઉપાડયો પણ કૃષ્ણે એનું ગળું ડાબી મારી મારી નાંખ્યો ને નંદને આંગણે ધબ દઇ જઇ પડ્યો.)

કેશી અશ્વ–(સં.)(કંસતરફનો એક રાક્ષસ ઘોડાનું રૂપ લઇ કૃષ્ણને મારવા આવ્યા હતો. પણ કૃષ્ણને હાથે પોતે મરાયો હતો.)

અઘાસુર–(સં.) કંસ તરફનો એક રાક્ષસ. કૃષ્ણને મારવા અજગર રૂપે રસ્તામાં પડયો હતો. જેનું મોં ચારકોશ લાંબુને એક કોશ પહોળું હતું. ગોપ અને કૃષ્ણ ગુફા જાણી અંદર ભરાયા કે મોં બંધ કર્યું. પણ કૃષ્ણે પોતાનું શરીર વધારી એને ફાડી નાંખ્યો.)

વત્સ–(સં.) (કંસ તરફનો એક રાક્ષસ વાછરડાને વેશે કૃષ્ણને મારવા આવ્યો હતો. પણ કૃષ્ણે પાછલા બન્ને ભાગ પકડી એને ઝીંક્યો તેથી મરણ પામ્યો.)

મર્દન–સં. મૃદ્+નમ) મસળવું તે, ચુર્ણ કરવું તે, ખુંદવું તે. માલેશ કરવું તે, ચોળવું તે.

રાફ–રાફડો જમીન ખણી માટીના ઢગલાંવાળું ઉંદરવિગેરે

નું ઘર, ઉધેઇએ માટી બહાર કાઢી કરેલો મોટો ઢગલો, (રાફડો ફાટયો=ઉભરાઇનીકળવું.)

ગોવર્ધન—(સં.ગોવર્ધનનિષૂદન:) વૃંદાવૃંદમાં એ નામનો પર્વત. (જ્યારે ઇંદ્રે ગુસ્સે થઇ બારે મેઘ વરસાવ્યા ત્યારે કૃષ્ણે ટચલી આંગળીપર એને તોળી રાખી નીચે સાત દિવસ સુધી ગોપ ધેનુનું રક્ષણ કર્યું હતું.

'તસ્કર કર્મ કર્યું વ્રજમાં રહી'—(ગોકુળમાં રહી દૂધ દહીં માખણની ચોરી કરી.)

કુત્સિત—(સં.) તુચ્છ, ધિકારવા યોગ્ય, અધમ, નીચ, મેલું, નિંદિત, નઠારૂં, ગંદુ.

'કાકની પેઠે ઉચ્છિષ્ટ ખાતો'—(કાક—કાગડો, ઉચ્છિષ્ટ—એઠું, બોટેલું સં. उत्+शिष्ट: ઉપરથી ઉચ્છિષ્ટ થયેલ છે. વનમાં ગોવાળો સાથે કાગડાની પેઠે એઠું ખાતો. )

શિવા—(સં) શિયાળ. કોલ્હું.

ખેર—એકજાતનું મોટું ઝાડ પીડા, ચિંતા નહિ, હરો, ખેર.

(હિંદમાં ખેરનું ઝાડ ઘણે ઠેકાણે થાય છે. એનું લાકડું બહુજ કઠણ ને વજનદાર તથા મજબુત ને રતાશ પડતું હોય છે. એના વચલા ભાગમાંથી રાખોડી રંગનો ભૂકો મળી આવે છે તે ખેર સાલ કહેવાય છે. ખેરસાલ ખાંસી અને દમ ઉપર દવામાં વપરાય છે. એના લાકડાના ઝીણા કકડા કરી પાણીમાં સખત ઉકાળવાથી જાડું રતુમડું પાણી બને છે. તેને ઠારી પાનમાં ખાવાનો કાથો બનાવાય છે. ગુંદર પણ દવામાં વપરાય છે. બોરી ગુંદર ને ખેરની છાલમાંથી

તથા ખેરના લાકડામાંથી રંગ પણ બનાવાય છે. ખેરનું લાકડું સડી જતું નહોવાથી ઇમારતમાં વપરાય છે.)

આહ્વાહન-(સં. आव्हान) બોલાવવું, તેડું.

અક્ષંતવ્ય-(સં. अ+क्षम्+तव्य માફ કરવા યોગ્ય નહિ તે.

સાર.

શિશુપાળ વધની હકીકત અન્ય ચરિત્રોથી ભરપુર છે. શિશુપાળની ખોટી મોટાઇ, અને સ્વાર્થતા સાથે ખારીલા પણું કોઇથી ભૂલાય તેમ નથી. કૃષ્ણે પણ એની માતાને આપેલા વચન પ્રમાણે સો અપરાધ થતાં નાશ કર્યો એ ઉપરથી જણાયા વિના નથી રહેતું કે ખરી મોટાઇ શામાં છે ? કૃષ્ણની કેટલી ક્ષમા ! 'क्षमा वीरस्य भूषणम्' એ કૃષ્ણે બતાવી આપ્યું છે. ભરી સભામાં વડીલોને વૃદ્ધની ઇચ્છાને લાત મારી માત્ર સામાને હલકો પાડવા જતાં પોતેજ પોતાનો નાશ કરે છે. 'વાર્યું ન કરે તે હાર્યું કરે.' એ આપણે શિશુપાળે બીજાના વારવાથી ન કર્યું તે જાતે હારવાથી કર્યું. ને ડહાપણ બતાવવાને બદલે ફજેતી જાહેર થઇ દુ:ખી થતાં છેવટ નાશનું કારણ પોતેજ બન્યો. ખરેખર વિનાશ કાળે વિપરીત બુદ્ધિ' બનેછેજ.

## પાઠ ૪૫ મો.

## જેનો આગુ આંધળો તેનું કટક કૂવામાં.

આગુ-આગેવાન.

કટક (સં.) ફોજ, લશ્કર, ચઢાઈ, હજ, હુમલો, છાવણી

યુથ-(સં.) જુથ, ટોળું.

પ્રતિબિંબ— (સં. प्रति+बिंब =ગોળાકાર સ્વરૂપ) પારદર્શક પદાર્થપર સૂર્ય ચંદ્ર વિગેરેની આબેહુબ આકૃતિ દેખાવી તે.

બુદ્ધિપ્રભાવ—(સં. प्रभाव રૂઆબ દમામ, ગુણ, બળ, શેહ, ) બુદ્ધિનું તેજ.

આગીઓ—આગુ, આગેવાન, ચોમાસામાં ચળકાટ મારતો એક જીવડો.

રજ્જુ—(સં.) દોરડું—ડી, તાંતણો 'બેહાથ પહોળા કર્યા'—એક હાથે પૂંછડું ઝાલી રાખી બીજે હાથે પ્રતિબિંબ પકડવા માંડયું. જો બેઉ પહોળા કરે તો પોતે શા આધારે રહે?

## સાર.

ખરેખર જેનો આગેવાન આંધળો તેનું લશ્કર કુવામાં કે દુઃખમાંજ આવી પડે છે. 'ગાડરિયો પ્રવાહ' દેખીતો છે. 'ધરડા વિના ગાડાં ન ચાલે' એ પણ દેખીતું છે. સ્વચ્છંદતા તે સ્વતંત્રતામાં બહુ ફેર રહેલો છે. 'યુવાની ખરેખર દિવાની છે.' કોઇપણ યુથનો આગેવાન થતાં ને બનાવતાં દરેકે પ્રથમ વિચારવાનું છે કે—આગેવાન તરીકે લાયક છે કે કેમ? ધારેલું કાર્ય પાર પાડી શકે તેમ છે કે કેમ? આગેવાન લશ્કરનું મુખ ગણાય છે. તેથી શરીરના અવયવો પેઠે એક બીજાને સંભાળી મહત્તા જાળવી ધારેલું કરાય છે. એકકી પણ ભૂલવા જેવુ નથી.

## પાઠ ૪૬ મો

### સ્વદેશ પ્રેમ, ભાગ ૧ લો.

ગામનો છેડો ઘર'—ગામનો તો શું પણ 'પૃથ્વીનો છેડો ઘર' છે.

પેશાવર-હિંદની વાયવ્યમાં આવેલું પંજાબનું લશ્કરી મથક.

શ્રીનગર-કાશ્મીરનીરાજધાની

મદુરા – મદ્રાસ ઇલાકમાં શહેર.

ઉમળકો-(સં. उर्मी–મોજાં) પ્રેમનો ઉભરો.

બેલાશક-(અ. બિલા-નહિ+શક) વહેમ વગર, નક્કી, ખચીત.

અદા-(અ.) પુરૂં કરવું, નખરાં કરવાં, માપ.

'સારસ્વતી અને લક્ષ્મી, જેમનું એકત્ર સ્થાન સાધારણ રીતે જોવામાં આવતું નથી' -વિદ્યા અને લક્ષ્મીને આધ વેર મનાએલું છે. લક્ષ્મી માયા છે, ત્યારે વિદ્યા મોક્ષ દાતા છે.

કેલિ-(સં) રમત, ખેલ, લીલા, ક્રીડા.

પ્રેરવું-અંદરથી ઉશ્કેરવું, મોકલવું, વાળવું, સુચના કરવી.

સંજોગ-(સં. સમ્+ યુજ્ યોગ-જોડાએલું) સારી રીતનું જોડાણ

રસમ-(ફા. રસ્મ-ધારો) રિવાજ, ચાલ, ધારો પદ્ધતિ.

મુક્ત-(સં.) છુટેલું, છુટું, બંધન રહીત.

'મુક્તકંઠે'-ખુલ્લે ગળે, મોટે ઘાંટે.

રસ-(સં.) વહી શકે એવું તે; મઝા, પારો, ગંધક, સ્વાદ કાવ્યરસ.

(સ્વાદ રસ છ છે-ગળ્યું, ખારૂં, ખાટું કડવું, કટાણું, ને તીખું.

કાવ્યરસ નવછે-શૃંગાર, હાસ્ય, કરૂણ, વીર, રૌદ્ર-ક્રોધી, ભયાનક, અદભુત, અને શાંત, આ નવેરસ મન પર અસર કરે છે.)

શોચનીય–(સં.) દિલગીર થવા જેવું.

યત્કિંચિત–(સં.)જરાક, લગારેક, સહેજ, અલ્પ, કંઇક.

યથા–(સં.)જેમ, જેવીરીતે. જે પ્રકારે જેવું.

## પાઠ ૪૭ મો.

## સ્વદેશ પ્રેમ, ભાગ ૨ જો,

આર્થિક– (સં. અર્થ+ઇક ) પૈસા સંબંધી.

વ્યય (સં.) ખરચ, ખપત, વાવર, વાપરત.

કાચાપદાર્થ–કારીગરી કરી ઉપયોગમાં લેવા જેવા પદાર્થ

શ્રેષ્ઠી–(સં. શ્રેષ્ઠિન) શેઠ, મોટો વેપારી, શાહુકાર.

પ્રવાસ–(સં) મુસાફરી, વિદેશમાં વસવું તે.

માતબર– (અ. મુઅતબર) ઉત્તમ, જેના ઉપર લોકો વિશ્વાસ કરે તે, માતેલું.

'નીરક્ષીર ન્યાય'–(સં. નીર–પાણી+ક્ષીર–દૂધ ન્યાય–રીત. હંસ જેમ દૂધ અને પાણી ભેળાએલાં હોય તેને જુદાં પાડી દૂધનેજ ઉપયોગમાં લે તેમ સારૂં નરસું હોય તેમાંથી સારૂંજ ગ્રહણ કરવાની રીત.

વર્જવું–(સં.) છોડવું; તજવું.

'હાજી હા'–સામો ઉપરિ જે કહે તે હા એ હા કહી માન્ય રાખવું તે.

## સાર.

'જનની જન્મ ભૂમિશ્ચ સ્વર્ગાદપિ ગરીયસિ ' જનની અને જન્મભૂમિ સ્વર્ગના કરતાં પણ શ્રેષ્ઠ છે.

'સકળ જગનું સ્નાન જેમાં,
સર્વમાં સમભાવ છે;
છે સકળ જગનું શ્રેય જેમાં,
પ્રેમનું એ સૂત્ર છે.

'જેની ભાષા તેનો ધર્મ' સ્વાભાવિકજ આવી જાય છે. તેથી 'स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावह' પોતાનો પંથ ને ધંધો એમાંજ પોતાનું નક્કી કલ્યાણ છે, પારકો પંથને પારકો ધંધો ભય કર્તા છે. એ કદી ભૂલવા જેવું નથી.

'કોઇપણ દેશની ઉન્નતિનો આધાર તેના સાહિત્ય ઉપરજ રહેલો છે!

હિંદમાં જે સાદાઈ, સ્વતંત્રતા, સરળતા, કરકસરતા, ઉદારતા, મોટાઇ, મરદાઈ અને સ્વાશ્રયતા વિગેરે ઉત્તમ ગુણો હતા તે પરભાષાની અપોદગ્યતામાં લુપ્ત થવા આવ્યા છે.

જનનીના અને ઇતર દૂધમાં જેવો તફાવત રહેલો છે તેવો સ્વભાષા માતૃભાષા અને અને પરભાષામાં રહેલો છે.

પોતામાં રહેલી ધનિક વા શારીરિક કે માનશિક શકિતનો ઉપયોગ ફરજ તરીકે પણ સ્વદેશના ઉદ્ધારમાં દરેકે કરવાનો છે.

અહિંસા, સાદાઇ, અને સ્વદેશી, તથા સંપ, પ્રેમ, સમાનતા, સત્યતા, અને સ્વાશ્રયતાનાં વ્રત હિંદી માટે પ્રભુએ સર્જેલા છે. તેને સેવી જગતમાં દરેક હિંદીએ બતાવી આપવાનું છે કે, હમે જંગલના ઝાડો અને બકરાં નથી પણ ખરેખરાં મનુષ્ય છીએ.

## પાઠ ૪૮ મો

## વીરાંગના દુર્ગાવતી

વીરાંગના—( सं. वीर+अंगना—સ્રી) વીરની સ્રી કે વીર સ્રી.

અપ્રતિમ—(સ) અતુલ, અનુપમ, ઉમદા.
વૈધવ્ય—(સં. વિ—વગર+ધવ—ધણી) વિધવાપણું.
બલવત્તર—(સં) બળવત્તર, વધારે બળવાન, વિશેષ જોરવાન.
રૂદ્ર—(સં) ક્રોધાયમાન.
ક્ષાત્ર—ક્ષત્રિયનું.
મૂર્તિમંત—મૂર્તિ જેવું.
સમરાંગણ—(સં. સમર—લડાઇ +અંગણ—આંગણું) લડાઇનું મેદાન, રણભૂમિ, યુદ્ધક્ષેત્ર.
મક્કમ—(અ. મુહકમ) મજબુત, દ્રઢ.

## સાર.

રજપૂત કરતાં રજપૂત વીરાંગનાઓએ અદ્ભુત પરાક્રમ દર્શાવેલાં છે. તેમાંનું આ દુર્ગાવતીનું પરાક્રમ ઉચ્ચ કોટિનું છે કેમકે જીવનતત્વ રૂપ વૈધવ્યતામાં આશાનું કિરણ જે પુત્ર તે પડતાં શબને દૂર કરાવી પુત્ર પ્રેમ કરતાં સ્વદેશ પ્રેમ શ્રેષ્ઠ છે એ જગતને બતાવી આપ્યું છે. તેમ સ્ત્રી છતાં શરીરે અનેક ઘા પડયા તે ન ગણકારી પાછી પાની ન કરી સામે મુખે લડાઇમાં લડી શત્રુના હાથમાં જીવતી ન જતાં દેહ પાડી અમર નામ પ્રાપ્ત કર્યું છે.

સ્ત્રીઓ કોમળ છતાં કાયાને સંભાળી જે પરાક્રમ દર્શાવે છે તે પોતા ખાતર નહિ પણ સ્વદેશને સ્વમાન ખાતર જ બતાવે છે.

જે દેશમાં એક નહિ પણ અનેક વીરાંગનાઓ દૈવયોગે પ્રાપ્ત થઇ હોય તે દેશ ખરેખર ધન્યતાજ પ્રાપ્ત કરે છે, નેપોલિયન જેવાના મુખમાંથી પણ ઉચ્ચાર થયો હતો કે:—

'કહે નેપોલિયન દેશને,
કરવા આબાદન;
સરસ રીત તો એજ છે,
દો માતાને જ્ઞાન,

જે પુરૂષો મહાન્ પુરુષો તરીકે જગતૂમાં થાય છે તે સર્વની મહત્તાનું કારણુતેઓની માતાજ છે.

જ્યારે સ્ત્રીઓએ પ્રધાન તરીકે આવાં કામ કર્યાં છે તો તેમના પતિઓએ રાજા તરીકે કેવાં કામ કરવાં જોઇએ ?

## પાઠ ૪૯ મો

### બ્રહ્મગિરિ વર્ણન

બ્રહ્મગિરિ—(સં) નાશક જીલ્લામાં ત્ર્યંબક આગળ એ નામનો પર્વત છે જેમાંથી ગોદાવરી નદી નીકળે છે તે પર્વત.)

પાયરી—સીડી, પગથિયું, દરજ્જો, કેરીની એક ડુંટાવાળી જાત.

ગોમુખ—(સં.) ગાયનું મુખ, એક જાતનું નગારૂં, એક આસન, ગાયના મોં જેવો પત્થર વિગેરેનો આકાર.

લિંગ—(સં.) શરીર, શરીરનો ભાગ, નવોજીવ પેદા કરનાર ઇંદ્રિય.

નેટ—નક્કી, જરૂર, ખચીત.

ગૌતમ ગોખલો—ગૌતમ ઋષિનો કે તેના વંશજોનો ગોખલો, ગોદાવરીનો ગોખલો.

(ગૌતમી—ગોદાવરી પણ થાય છે)

'સો આઠ લિંગો'—એકસો ને આઠ લિંગો.

રંગ—આનંદ, મઝા.

સ્તબ્ધ—(સં.) સ્થિર, અડગ, અચળ.

નર્યું—આખેઆખું, મળતું, એકલું.

ત્ર્યંબક છાપરાંઓ—ત્ર્યંબક ગામનાં છાપરાં જેવાં ઘરો.

(ત્ર્યંબકમાં ઘરોનાં છાપરાં નળીયાં કે ઘાસથી તયાર થતાં નથી પણ માટીથીજ તૈયાર થાય છે તે શાબાં જેવાં હોય છે તે ઉપર ઘાસ અને નાના છોડ પણ ઉગે છે. ટુંકામાં ગુફા જેવાંજ ઘરો હોય છે.

સંધુ—બધું, સઘળું સકળ.

સુનકાર—સુનું, કોઇપણ જીવ વગરનું, શુન્ય જેવું.

લીલા—(સં)કુદરતની ખુબી, ઘડીએ ઘડીએ નવું જણાવું તે

સમાયું—સમાઇ ગયું, (વિશ્વેશમાં)

વિશ્વેશ—(સં. વિશ્વ+ઇશ)વિશ્વેનો દેવ, પરમેશ્વર.

સાર.

ગોદાવરીની યાત્રા વખતે સશટત શ્રદ્ધાળુઓ બ્રહ્માગિરિ ઉપર સાતસેં લીલવાળાં પગથિઆં ચઢી કુદરતની ખુબી નિહાળી લાગેલા થાકને વિસારે છે. શરૂઆતમાં ગંભીરતાથી ભારી ભય જણાય છે; પણ પાછળથી લીલા જોતાં મન આનંદ પામી જઇ ભય ભૂલી જાય છે. ઘડીમાં ભયને ઘડીમાં આનંદ જણાવો એ બ્રહ્માગિરિની ખાસ ખુબી છે. સંસાર પણ એવોજ છે. પ્રભુની કળા અકળજ છે.

## પાઠ ૫૦ મો.

## વહેલા ઉઠો.

વલણ—મનોવૃત્તિ, મરજી, મનનું વળવું તે મરોડ, વાંક, ઉથલો રાગબંધ ચોપડાઓમાં કડવાની છેવટે આવે તે, ખેતરમાંથી નાના છોડ હોય ત્યારે વધારાના ઉખેડી કહાય છે તે.

વેતન—(સં) મહેનતાણું, પગાર, વરસાસન,

ચીવટ—કામ માટે કાળજી, ચિંતા કે ફિકર, ચાનક કે પરવા રખાય છે તે, કામ માટે ખરી લાગણી

સાર.

'રાતે વહેલા જે સુઇ,
વહેલા ઉઠે વીર;
બળ બુદ્ધિ બહુ ધન વધે,
સુખમાં રહે શરીર !'

રાતે વહેલા સુઈ સવારમાં ઉઠવાની ટેવ પાડવાથી દરેક કામ સારી રીતે ઝપાટાબંધ થાય છે; ને શરીર પણ તાજી હવા મળતાં નીરોગી બને છે.

કોઇપણ સારી ટેવ નાનપણથી સંયમ રાખી પાડવાથીજ મોટપણમાં તે ટેવ ટકી રહે છે. ટેવનું બંધારણ સ્વાભાવિક થતાં કાર્યની પેઠે બંધાય છે. ' ઘર નરને બનાવે છે ' માટે વડીલોએ બાળકને ધડો આપી નાનપણથીજ સારી ટેવવાળાં બનાવવા ચૂકવું નહિ.

'વહેલો તે પહેલો' દેખીતું છે. મોડાનું સઘળું મોળુંજ બને છે.

પશુ, પક્ષી વિગેરે તમામ જીવો વહેલા ઉઠી જીવન સાર્થક કરે છે. ત્યારે કેટલાક માણસો મોડા ઉઠી મોળા બની આળસુ ને એદી થઇ જીવન બરબાદ કરે છે. વિસારે પડેલી વાતને તાજી કરનાર, શરીરને પ્રફુલ્લ કરનાર, મનને આનંદ આપનાર બલ્કે પ્રભુ મેળવનાર સવારનો સૂર્યોદય પહેલાંનો વખતજ છે.

'રાત રહે પાછલી ખટ ઘડી,
સાધુ પુરૂષને સુઇ ન રહેવું ?'

આ પ્રભાતીયું શું બતાવે છે ?

મનુષ્ય જીવનની સાર્થકતાનુ અમુલ્ય સાધન.

## પાઠ ૫૧ મો.

## રાજા આલફ્રેડના સદ્-ગુણની વાતો.

### ભાગ ૧ લો.

પ્રચલિત–(સં. प्र+चल्+इत) ચાલતું આવેલું, ચાલુ.

આદર્શ–(સં. आ+दृश्–दर्शः) આરસો, ટીકા, નમુનાદાર વિચાર કે વસ્તુ.

પરાયણ–(સં.) વળગેલું, સંબંધી, તત્પર.

કર્તવ્ય પરાયણ–(સં.) યોગ્ય કાર્યને ચીવટથી વળગી રહેનાર.

પ્રવીણ–(સં. वीणा–वीजळी) વિજળીની પેઠે હુશિઆર, ચાલાક.

લૅટિન–(લૅ૦) રોમ સંબંધી રોમનોની ભાષા.

(જેમ ગુજરાતી, હિંદી, મરાઠી, પંજાબી, બંગાળી, ઉત્કલી કે ઉર્ય, સિંધી, એ સાત ભાષાની માતૃ ભાષા સંસ્કૃત છે; તેમ સ્પેનીશ, ફ્રેંચ, પોર્ટુગીઝ, વિગેરે. ભાષાની માતૃ ભાષા લૅટિન છે. હાલ જે પોપની ગાદી ઇટાલિના રોમ શહેરમાં છે તે રોમ આગળના વખતમાં એક મહાન રાજ્ય હતું, ત્યાંના અસલના રહીશો લૅટિન ભાષા વાપરતા હતા. ઉર્દુની અરબી, ને ફારસીની ઝંદ છે.)

નિયમિત–(સં. नियम्+इत) નિયમમાં આણેલું, મુકરર, ઠેરવેલું.

## પાઠ ૫૨ મો.

## રાજા આલફ્રેડના સદગુણની વાતો ભાગ ૨ જો.

અસ્તિત્વ–(સં. अस्+ति+त्व) હોવાપણું, હયાતી.

દૈનિક–(સં. दिन–दिवस) રોજનું, હંમેશાનું.

સંમતિ–(સં. સમ્+મતિ) અનુમતિ, એક વિચાર, ઠરાવ, ટેકો, કબુલાત, માન્યતા.

પ્રજા વત્સલ–(સં.) પ્રજાનો વહાલો

સાર.

'મહાન આલ્ફ્રેડ ઇ. સ. ૮૭૧થી ૯૦૧ સુધી ઇંગ્લંડની ગાદીપર શહેનશાહ તરીકે હતા એઓને ડેન પ્રજા સાથે વારંવાર લડવું પડયું હતું. તેમાં યુકિતથી તથા બહાદુરીથી ઇગ્લંડને બચાવ્યું હતું; કેટલીકવાર જંગલમાં છુપાઇ પણ રહેવું પડયું હતું. એમણે મોટી ઉમ્મરે વાંચતાં લખતાં શીખી કેટલાંક પુસ્તકો પણ બનાવ્યાં છે. એઓ ઘણાજ કાયદાબાજ, ઉદ્યોગી દેશાભિમાની, ને વિદ્યાના શોખીન હોવા સાથે ઉદાર પણ હતા; તેથીજ મહાન એવું ઉપનામ પામ્યા હતા.

પાઠ ૫૩ મો.

નાયગરાના જળધોધ.

નાયગરા–જલગર્જના, ઉત્તર અમેરિકામાં કેનેડા અને સ્વતંત્ર સંસ્થાનની વચ્ચે પૂર્વ કાંઠા તરફ આવેલ છે.

ધોધ–પ્રવાહી પદાર્થનો ઉંચેથી જોસબંધ પડતો દડુડો ધોધવો, ' ધો ધો ' એવા અવાજથી પડતો પ્રવાહ.

' ગેર સપ્પાનો જળધોધ ' મુંબઇ ઇલાકાની દક્ષિણે શેરાવતી નદી છે તેનો ગેરસપ્પા ગામ આગળ પડતો જળધોધ.

ઘનફુટ–(સં.ઘન–નક્કર+અં० ફુટ–)એક ફુટ લાંબી પહોળી અને ઉંચી જગ્યા એક ઘનફુટ ગણાય છે. (લંબાઇ૧૦×પહોળાઇ૧૦×ઉંચાઇ ૧૦=૧૦૦૦ ઘનફુટ.)

દેદીપ્યમાન-(સં. દે=રક્ષણું, રાખવું+દીપ=દીપ્તિ=તેજ,+માન ખુબ પ્રકાશતું, દીપતું ઓપતું ચળકતું, તેજસ્વી.

જળ ધનુષ્ય-(સં) મેઘધનુષ, મેઘબાણ. રામબાણ, મઘ, ઇંદ્રચાપ.

(ચોમાસામાં કેટલીકવાર સવારના કે સાંજના વખતે સૂર્યની સામી બાજુએ ધનુષ્યના આકારનો મોટો સાત રંગી પટો જણાય છે તે, લાલ, પીળો, વાદળી, નારંગી લીલો, જાંબુડીઓ ને ઘેરો વાદળી, એ સપ્ત રંગ છે,)

પચરંગી-પાંચરંગનું ચિત્રવિચિત્ર, ઘણાનું મિશ્રિત થઇ દેખાવું તે.

[કાળો, ધોળો, પીળો; લાલ અને લીલો એ પંચરંગ છે.]

'પાણીના પ્રવાહથી ફરતી ચકડીઓ"-જળ ચકડીઓ, પાણીના જોરથી ચાલતી ઘંટીઓ

(જેવી રીતે પવનના જોરથી ચાલે તે પવનચકડી, તેવી રીતે પાણીના જોરથી ચાલે ને જળચકડી. વરાળ બળથી જેમ સાંચાઓ ચાલે છે, તેમ પવન અને પાણીના બળથી પણ સાંચાઓ ચાલે છે)

વેંકટગિરિ-વ્યંકટગિરિ, પુલીકટ સરોવરની પશ્ચિમે અને કડપા તથા મદ્રાસની વચમાં એ નામનું ગામ છે ત્યાં આગળ જે પર્વત છે તે.

તિરૂપતિશહેર-વેંકટગિરિની દક્ષિણે આવેલું છે તે.

સાર.

"નર્મદા નદીનો જે સુરપાણનો જળધોધ છે; તેનો અવાજ સાંભળતાંજ 'ઘેરૂંજ

ગાય અહીંઆ જળધોધ વારિ શબ્દો યાદ આવી ગયા વિના રહેતા નથી. ખરેખર ! ધોધ અગાળની ઉંચાઇ, ધોધ, ધોધનો અવાજ. અને આજુબાજુની શાંતિ, એ સો જોનારના મન ઉપર જુદીજ અસર કરી પ્રભુની અનંત શક્તિનું સચોટ ભાન કરાવ્યા વિના રહેતાં નથી.

પંચરંગી તેજ સાથે ઝીણા રૂપેરી રજકણોનું ગોટે ગોટ ઉડવું, ફીણના ઉપરા ઉપરિ બાચકાનું ભરાવું, પાણીની ભમરીઓનું જોસમાં ને બરફના પુલોનું બનવું આ સો જોનાર મનુષ્યને કુદરતના અદ્ભુત સાૈંદર્યમાં ગરકાવ કરી નાંખ્યા વગર રહેતાં નથી.”

## પાઠ ૫૪ મો

## નીલ શૃગાલ

નીલ–(સં) ગળીથી રંગેલું, ગળી.

શૃંગાલ–(સં) શિયાળ

આત્મપક્ષ–(સં) આત્મ=પોતે+પક્ષ=બાજુ) પોતાની બાજુ પોતાનો પક્ષ.

પરે–પેઠે.

નીલી–ગળી, વાદળી રંગ જેવી બંગાળામાં થાય છે તે, ધોબી લોકો કપડાંને સફેદી લાવવા વાપરે છે તે.

ભાંડ–વ સણ

ખાસ–ખરેખર. મુખ્ય, નક્કી જરૂર.

સાષ્ટાંગ–(સં. સ+અષ્ટ+અંગ) શરીરના આઠે ભાગ નમાવી નમન કરવું તે.

(માથું, બે હાથ, બે પગ, કેડ, છાતી, ને ગરદન એ આઠ ભાગ છે).

પરિચારક–(સં. + પરિ+ચર ઉપરથી ચારક) સેવક.

પરિચય–(સં) ઓળખ, ઓળ

આણુ, પિછાન.

સ્વામિત્વ–(સં) સ્વામીપણું, ઉપરિપણું, શેઠપણું.

સાર.

'જે ડોળ કરી મોટાઇ બતાવવા મોટામાં ભળીજઇ આત્મપક્ષને તજી દે છે કે ધિક્કારે છે; તે ખરેખર મૂર્ખ બની હણાયા વિના રહે નહિ.'

## પાઠ ૬૬ મો

### नाना कहे नाना नथी.

માતા–( સુભદ્રા માતા કહે )

કા'ને–કૃષ્ણે કહાને, કહાનાએ. (કવિતામાં પ્રાસ બેસાડવા માટે 'હ' ને બદલે–'–ચિહ્ન વાપરવાન કવિઓને છુટ હોય છે.)

વાળો મેઘજ–ઝીણા ઝીણા છાંટા રૂપે જણાતા નાનો વરસાદજ.

નવખંડ–નવે ખંડ ધરતી. (હાલ જેમ ધરતીના એશિઆ, યુરોપ વિગેરે પાંચ ખંડ ગણાય છે તેમ અસલના વખતમાં નવખંડ ગણાતા હતા. મધ્યમાં સુવર્ણ, પૂર્વમાં ભરત, અગ્નિમાં વર્ત, દક્ષિણમાં રમ્ય, નૈઋત્યમાં દ્રવ્ય માલ, પશ્ચિમમાં કેતુમાલ, વાયવ્યમાં હરિ, ઉત્તરમાં વિધિમાલ, ને ઇશાનમાં હર્ણ ખંડ આવેલા હતા.

'पर्वत करे शतखंडहे'–પર્વતના સેંકડો ભાગ કરે.

दिनकर (સં.) દિવસનો કરનાર સુર્ય.

'वाळो दिनकर केटलो'–નાનો સરખો જણાતો સુર્ય કેવડો.

एरण–લુહાર અને સોનીને ત્યાં ધાતુને જેના ઉપર મૂકી ટપેરે છે તે, ગઠ્ઠા જેવી લાકડામાં જડેલી હોય છે તે.

नोळव–નોળિયો.

वखिधर–(સં. विषधर ) સાપ.

ચતુરણી—બહુ ઋણી, ઘણો દેવાદાર.

ઘન—વરસાદ.

ગ્રાસ—(સં.) કોળિઓ, ગરાસ, ગિરાસ, વતનની જમીન.

રણ—લડાઇ, રેતીનો દરિયો.

મણિધર સાપ—નાગસાપ, માથામાં મણિને ધારણ કરનાર કાળો સાપ.

અવધૂત—(સં. અવ+ધૂ ધ્રુજાવવું સન્યાસી, સંસારનો અનાદર કરનાર જીવનને ધ્રુજાવનાર.

સહીં—સિંહ.

સાર.

“દેખાવમાં નાની જણાતી ચીજો ખરી રીતે નાની ગણાય નહિ. તેની કાર્ય કરવાની શકિતના પ્રમાણમાં નાની કે મોટી ગણાય છે. જેઓ ખોટી મોટાઇ ધારણ કરી દેખાવમાં નાના જણાતા ને પોતાથી ઉતરતા કે હલકા સમજે છે; તેઓ પ્રસંગ આવતાં સપડાઇ ગયા વિના રહેતા નથી.

આ દુનિયામાં સુખથી સુવાનું કોને છે? અને દુઃખથી પડ્યા રહેવાનું કોને છે? તેનું ભાન આપણને થતાં આપણે કઇ હાલતમાં છઇએ? તેનો હમેશાં વિચાર કરી હરેક કાર્યમાં ભૂલથાપ ન ખવાય તેથી ચેતતા રહેવાનું છે.

માતા તો હંમેશાં વ્હાલને લીધે આપણે નાનાજ ગણે તેથી આપણે નાનાજ છે’ એ એમ માની બેસી રહેવાનું નથી.”

## પાઠ ૫૬ મો.

## જે તે માની ન લેશો.

‘જે તે માની ન લેશો’—જે કહે તે ખરૂંજ માની ન લેશો.

'બેપાસની ઢોલકી બજાવવી'–વ્હાલા થવા માટે જે તે પક્ષને ખરૂં કે ખોટું જે હોય તે ન કહેતાં બન્ને તરફ હાએ હા ભણી બન્ને પક્ષને લડાવી મારવા તે.

અનર્થકારક–(સં. अन्+अर्थ+कारक) નુકસાનકારક, લાભકારક નહિ તે.

તરકટ–(સં. तर्कित) કલ્પનાથીજ બેસાડેલું તે, ખરૂં નહીં તે.

વિક્ષેપ–(સ. वि+क्षिप्–क्षेप) આંતરો, આડ, અડચણ, હરકત, અટકાવ, ખલેલ, વિલંબ.

હીલચાલ–હાલચાલ, ચર્ચા, ખટપટ.

લહેજત–(આ. લજ્જત) અંદરની મનને રીઝવે એવી ખુબી તે, આનંદ.

'જય જય'–'જે જે' વૈષ્ણવોનો નમસ્કાર વિધિ, 'જય થાઓ જય થાઓ' એમ કલ્યાણ ઇચ્છવું તે.

ફરકવું–થરકવું, ધ્રુજવું, જણાવું, દેખાવું, આવવું.

સાર.

"નજરે જોએલું પણ ખોટું પડે છે, તો સાંભળેલું કયાંથી ખરૂં હોય ? સાંભળેલું ખરૂં ન હોય તો બીજાનું કહેલું કેવું હોય ? તદ્દન નાપાયાદાર.

ખાસ કરીને હલકા મનના અને વહેમી માણસોજ જેનું તેનું કહેલું સાચું માની દુઃખી થાય છે."

## પાઠ ૫૭ મો.

## બ્રહ્મી લોકો.

બ્રહ્મી લોકો–રંગુનને લગતા આવેલા બ્રહ્મ દેશના વતનીઓ.

ઢોળ–બહુજ આછું પડ, તાંબા પિત્તળ ઉપર સોનારૂપાની જે ઝળકી ચઢાવવામાં

આવે છે ને ગોરો દેખાવ; ટાપટીપ, [illegible] શોભા.

ગદભ્રષ્ટ (સં.) ગાદીપરથી ઉઠાડી મૂકેલ.

પરવાળું—(સં. प्रवाल) સમુદ્રમાં એક [illegible]નાં જીવડાં રહેવા માટે પોતાની જાતે જ ઉપરથી લાલ સુંદર રંગનું છીપિયું બનાવે છે તે.

(ઘણી નળીઓ ભેગી થઈ પરવાળાનો ખડક બને છે. કકડાઓની માળા બને છે. હકીમો ભસ્મ કરી ઔષધમાં વાપરે છે હોઠની રતાશ માટે એની ઉપમા અપાય છે "દમયંતીના અધર દેખી, પેટ વેધ્યું પ્રવાળિ.")

મુંડિત—(સં. मुंड- માથું+इत) મુંડાવેલું, બોડાવેલું, વસ્તુ કરાવેલું.

ગ્રાર.

બ્રહ્મી લોકો હિંદી કરતાં દરેક બાબતમાં જુદા છે. એમનો મુલક પણ જુદીજ જાતનો છે, માત્ર ત્રણજ નદીઓ હોઇ વહાણુ કે બોટ તો એકલી ઇરાવતીમાં ચાલે છે; પ્રદેશ પહાડી હોઇ ડાંગર બહુ પાકે છે. રેલ્વે પણ નામનીજ છે તેથી એ લોકો વેપારમાં આગળ આવેલા નથી ઘણે ભાગે પરદેશીઓ અને ગુજરાતીઓથી વેપાર ચાલે છે.

બ્રહ્મી લોકોની ભાષા બ્રહ્મી કે બરમી છે. લુંગી પહેરે છે. ઘણે ભાગે ખોરાકમાં ડાંગરજ હોય છે.

નાત જાતનો તફાવત નથી લગ્નની ક્રિયા હોતી નથી, શરીરે પીળાવર્ણા હોઇ નાક જરા ચપટું હોય છે. બૌધ ધર્મ પાળે છે. દુકાનોનું ને ઘરના માલિક તરીકેનું કામ સ્ત્રીઓજ કરે છે. દિવસમાં બે વખત નહાય છે. ડેઝરત્રીનું

કામ મઠમાં થાય . રંગુનના દેવલનું નામ 'શ્વડેગોન' છે.

સ્ત્રીઓ પણ સારીરીતે પાણી માં તરી શકે છે. રહેવાનાં ઘરો માત્ર ઝુંપડાં જેવા હોય છે, સાદા, કરકસરીઆ, ભોળા પણ સહેજ આ ાસુ હોવા છતાં ધર્મચુસ્ત છે. એ લોકો ચીનાને–મોંગાલીયનને મળતા હોય છે."

## પાઠ ૫૮ મો.

## આપત્તિમાં બુદ્ધિ ખીલે છે.

### ભાગ ૧ લો.

દસ્તો–પુંજી, મિલ્કત, થાપણ થેલી.

ભલમનસાઈ–ભલીમાણસાઇ સાલસાઇ, નમ્રતાઇ, સભ્યતા માયાળુ પણું, પ્રમાણિકતા.

વૃતાંત–(સં. વૃત્ત+અંત) હકીકત, વિગત, વર્ણન, કથા, કહાણી; ઇતિહાસ પ્રકરણ, બ્નાતે તરેહ વર્તણુક, રીતભાત, પહેલેથી છેવટ સુધી જીવનને વિંટાયેલી બાબત.

## પાઠ ૫૯ મો.

## આપત્તિમાં બુદ્ધિ ખીલે છે.

### ભાગ ૨ જો.

દૈવ–[સં.દૈવ ઉપરથી]અદ્ભુત, અસાધારણ, અ[illegible].

સત્ત્વ–(સં. સતોભાવઃ તત્ત્વં) ત્રણ ગુણમાંનો એક, કસ, તત્વ, પ્રાણ

(સત્વ, રજસ અને તમસ આ ત્રણ ગુણમાં [illegible] તે સત્વ છે. ને એ વડે પ્રભુ પમાય છે.)

જીદ–(અ૦ જિદ્દ) [illegible]તા, ફેરક, જક, હઠ [illegible].

અલબત–(અ૦ [illegible])–તાકીદનો અર્થ નથી હા, ખરેખર, [illegible], અ[illegible]સુર, બેશક.

મજાક-(અ૦) ચાખવું, સ્વાદ દેખ, ઠઠ્ઠામશ્કરી કરવાથી સાંભળનારને સ્વાદ ઉપજે છે તે.

## સાર.

'હરકત વિના બરકત નહિ' રોગ હરકતો આવ્યા વિના બુદ્ધિને ખેંચાણ પહોંચતું નથી; ને ખેંચાણ પહોંચ્યા વિના ખીલવણી થતી નથી. આપત કાળે ખરો સાથી પોતાની બુદ્ધિજ છે. જેમ સોનાને વારંવાર હરકતો આપવાથી એટલે કે કસપર ચઢાવવાથી ચોકખું થાય છે; તેમ મનુષ્ય પણ હરકતોથી શુદ્ધ થાય છે. આપત્તિમાંજ પ્રભુ સ્મરાય છે. કેમકે-'સુખમાં સોની ને દુઃખમાં રામ' દેખીતુંજ છે. પણ—

'દુઃખમેં સમરન સો કરે,
સુખમેં કરે ન કોઇ;
જો સુખમેં સમરન કરે,
દુઃખ કાહે કો હોઇ ?'

માયાના આવરણને લીધે સુખમાં પ્રભુનું સ્મરણ થતું નથી. ઘણીવાર સાધુ જનોને પણ સુખમાં સ્મરણ કર્યા છતાં દૈવયોગે દુઃખ આવી પડે તો ગભરાઇ ન જતાં ધીરજ અને હિંમતથી ખસેડી શકાય છે.

ધારેલા સાચા હેતુ માટે વારંવાર દુઃખના ડુંગરો આવી પડવા છતાં પોતાનો હેતુ જેઓ છોડી શકતા નથી, તેઓજ છેવટે સુખી થાય છે.

સારા કે નબળા હેતુની પ્રથમથીજ પરીક્ષા કરી લેવાની છે. 'પરને જેથી પીડા થાય તે ખોટો હેતુ'ને પરને જેથી નુકસાન ન થતાં લાભ થાય તે સાચો હેતુ સમજવાનોછે.

ખરેખર આપત્તિમાંજ મનુષ્ય મનુષ્ય તરીકે ઘડાઇ તૈયાર

થાય છે. માટે દૈવયોગે જે આપત્તિ આવે તેને માટે જરા પણ દિલગીર થવાનું નથી.

## પાઠ ૬૦ મો.

## દલ્લો એટલે દુઃખ.

નાણાવટી –(સં. नाण=નાણું +वृत्ति=ધંધો) નાણાં આપલે કરવાનો ધંધો કરનાર, શરાફ, શાહુકાર, સાખવાળો, આબરૂદાર વેપારી, પૈસાદાર.

સમણું=(સં. स्वप् ઉપરથી) સ્વપ્નું, સોણું.

નિમગ્ન=(સં.) મગ્ન; બુડેલું, રચીપચી રહેલું, ગરક, મચેલું મસ્ત, એકતાર.

જંજાળ=(સં. जन्+जाल) ઘર કે સંસાર કે ધંધા ઉદ્યોગ વિગેરેને લગતી હરકતો, ઉપાધિ, ખટપટ, પંચાતી, વિટંબના, પ્રપંચ, કાર્યની ચિંતા.

રખેને–રખે, કદાપિ, કોણ જાણે.

સતત–( સં ) નિરંતરનું, કાયમનું, નિરંતર કાયમ.

કળ–(સં. कला) કળા, જુક્તિ, તાળાને બદલે વપરાય તે પેટી વિગેરેમાં, ચીકણો કાદવ, માત્રા, અટકળ, હથોટી, ચેહેન.

વ્યાકુળ–(સં. वि+आ+कुल–એકઠું કરવું) ગભરાયેલું, વિશેષ આકુળ, બાવરૂં, વિહવલ.

### સાર

"જાત મહેનત વિના એકદમ સુખી થવા માટે જે ધ.પણ આવી મળે છે; તે ખરી રીતે આપણી ન હોવાથી આપણી પાસે ન રહેતાં ઝટ ચાલી જાય છે; ને વળી સાથે મૂળ આપણી જે હતી, તે પણ સાથે ઘસડાઇ જાય છે. લોભથી

જીવન [illegible] કે 'લોલે લક્ષણ જાય' એમ [illegible]તું છે. અનાયાસે દલ્લો [illegible] જાય તો રાજી ન થતાં [illegible] જેના હોય તેને [illegible] દેવો કે માલિકના [illegible] ધર્માદા કાર્યમાં [illegible] દેવો પણ સંઘરવો [illegible] જ. કારણ કે સાચવવા [illegible]ની ચિંતા પેદા થાય [illegible] ચિંતા થતાં-ચિંતાથી [illegible] ઘટે, ઘટે [illegible] ગુણ જ્ઞાન;

ચિંતા બડી [illegible]ગણી, ચિંતા [illegible]ચિતા સમાન

એ [illegible]રી ચિંતા ન થાય તેમ [illegible] રહેવાનું છે.

## પાઠ ૬૧ મો

### આપત્કાળ

આપત્કાળ-(ન)દુઃખનો સમય

ફરે-ફ[illegible]

આવ્યું-[illegible]

દુઃખ સુખથી બાંધ્યો પ્રાણ-(મુવા પછી સ્વર્ગ કે નર્કમાં જે જીવ જાય છે તેને ત્યાં પાપ પુણ્ય પ્રમાણે સ્થાન અપાયછે. ત્યાં આગળ ભોગવવાનાં બાકી રહેલાં પુણ્ય કે પાપ માટે પુનઃ જન્મ ધારણ કરવો પડે છે. આ સિદ્ધાંત હિંદુઓ ખાસ કરીને 'પુનર્જન્મ' રૂપે માને છે]

દુઃખ થાવું પરમાણ'-માટે દુઃખ પડશે એ પ્રમાણસાચું જછે.

તોટા-તોટા, ખોટ, નુકસાન

[સગાં સ્નેહિનાં મરણ ન હોત, અને ધંધામાં ખોટ નવ હોત; તથા શરીરે રોગો નવહોત, તો સઘળા માણસો અન્ય તરફ મદથી અને અભિમાનથી જોત.]

સંપત્કાળ-(નં)વૈભવનો વખત, ધન દોલતનો વખત.

હોરાયે-વેચાતો લેવાએ, ખરીદાએ. જ્યારે વૈભવનો વખત સારા ગુણને ભૂલાવે છે, ને

પરિસ્થિતિ—(સં. પરિ—ચોગરદમ +સ્થિતિ) સંબંધમાં આવતી ચોગરદમની હાલત, વાતાવરણ, મર્યાદા.

નિર્મિત—(સં.) સર્જીત, નિર્માણ કરેલું, નિમેલું, નક્કી કરેલું.

અશિષ્ટ-સમજવગ- ના, અભણ.

સાર.

"શિષ્ટાચાર કે વિવેક વિદ્યાથી પણ શ્રેષ્ઠ છે.

બાળકને જન્મથીજ વારસામાં તથા માતાના ખોળામાં; ને પછી ઘરમાં, તથા શાળામાં શિષ્ટતાનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. તેમાંએ 'ઘર નરને બનાવે છે' માટે ઘરમાં જે શિક્ષણ મેળવે છે તેજ ખરૂં શિક્ષણ છે.

'સામાને પ્રિય લાગે એવો આચાર તે શિષ્ટાચાર કહેવાય છે.'

જે તે કોમના ને પ્રસંગના શિષ્ટાચાર જુદાજુદા હોય છે; તેની માહિતી બાળકે ખાસ લેવાની છે. કે જેથી પ્રસંગોપાત અપ્રિય ન થતાં પ્રિય થઇ ધારેલું કાર્ય સહેલાઇથી કરી શકે."-

## પાઠ ૬૨ મો.

## તીડ.

વેરાન—ઉજ્જડ, નિર્જન.

સંયુક્ત—[સં. સમ્+યુજ—યુક્ત જોડેલું, સંયોગ કરેલું યથાસ્થિત.

ખોળ—(ખોલક = સોપારીનું ઢાંકણ, એ ઉપરથી) બધાં ઢાંકણ, ચામડી, ખોળીયું ખોળું ખોલ.

સાર.

માદાનું પેટ મજબુત હોય છે; તેથી જમીનમાં છિદ્ર પાડી ઈંડા મૂકે છે, જે ઉપર ફીણવાળું કાંઇ પ્રવાહી ચોપડે તેના યોગે દ્રાક્ષના ઝુમખા પેઠે ઈંડાનો ઝુમખો બને છે.

ઉપરનું પ્રવાહી મૂકાઈ જતાં પાસેની રેતીના રંગનું બની જાય છે આથી ઇંડા ક્યાં મૂક્યાં તે પરખાતું નથી.

ઇંડાં ૫૦ થી ૧૦૦ સુધી રાતા રંગનાં હોઇ ત્રણ અઠવાડીયામાં સેવાઇ લીલા રંગના કીડા બહાર પડે છે; થોડાક કલાક પછી લીલી ચામડી ઉતારી વગર પાંખના જંતુ પેઠે કુદતાં ચાલે છે; ને માર્ગમાં મળતી વનસ્પતિ ઉપર જીવે છે. પાંખ આવતાં પહેલાં અનેક વખત ચામડી ઉતારી નાંખે છે; જન્મથી એક માસે પાંખ ફુટી મોટી થતાં માથું ને પેટ લાલ રંગ પકડે છે; ને પૂર્ણ હાલતમાં આવે છે.

તીડની પાંખ ઉપર ડબકા છે. પાછલા પગ મજબુત હોય છે, તેથી નજીક જવા માટે કુદકા ભરતાં હરકત આવતી નથી. લાંબે જવા પાંખનો ઉપયોગ કરે છે.

માદાને ખુશ કરવા તીડ પાછલા પગને વારાફરતી પાંખ સાથે ઘસી ગાયન જેવો અવાજ કાઢે છે. પાછલા પગ પાસે પાતળી ચામડીથી ઢંકાએલો ખાડો હોય છે; તેનો ઉપયોગ સીતાર–સતારની પેઠે થાય છે.

માર્ચ અપ્રેલ માસમાં જ્યારે માવઠું પડે છે, ત્યારે રજપૂતાના, સિંધ, માળવા, પંજાબ, ને રે.આદિના મુલકમાં જમીન પોચી થતાં ઈંડાં મૂકાય છે. આજ વખતે ખેતરો પણ પાકથી ઉભરાએલાં હોય છે.

લાંબે જતી વખતે બદન ફૂલાવી ટોળાબંધ દિવસના ૩૬ મૈલ સુધી ઉડે છે. જ્યારે ઉડે છે ત્યારે સૂર્ય ઢંકાઈ જાય છે, જે

પડતા ધોધ જેવો અવાજ થાય છે. પાક કે ઝાડ જોઇ ઉતરી પડતાં જે હોય તે ઢંકાઇ જાય છે, એકેએક પાંદડાંનો નાશ થાય છે, ને ભારથી ડાળીઓ પણ ભાંગી જાય છે.

મૃત્યુ થતાં પણ વાર લાગતી નથી. જથાબંધ મરતાં કોહ-વાણ થઇ મરકી પણ ચાલે છે એના ત્રાસથી બચવાનું વર્ણન બાઇબલમાં પણ છે.

આફ્રીકા ને અરબસ્તાનની કેટલીક પ્રજા વહેમથી તીડને નસાડવા પોતાના ધર્મ પુસ્તકનાં વાક્યો તીડની પાંખપર લખી ટોળામાં ફેલાવે છે; પણ અર્થ સરતો નથી.

આરબને તુર્ક પ્રજા એને સ્વાદિષ્ટ ખોરાક ગણી ખાવામાં આવતાં આનંદમાં આવી જાય છે; ને સંગ્રહ કરી ઉંટને પણ ખવરાવે છે.

[illegible] નાશ ઇંડાં હોય ત્યારે છુંદી નાંખવાથી ને પાંખ ન હોય ત્યારે દાટી દેવાથી તથા પાંખ [illegible] ત્યારે ધુમાડાથી કે [illegible] ઢાંકવાથી કરાય છે.

સને ૧૯૦૪ માં ગુજરાતમાં એનાથી બહુ નુકસાન થયું હતું.

## પાઠ ૬૪ મો.

### સમસ્યા.

સમસ્યા-સાન, સંકેત, ખૂટતું પદ પુરી આપતું તે પાદ-પૂર્તિ [illegible] 'સમસ્યા' કવિની મોટી [illegible] ગણાય છે. કોઇવાર [illegible] પદ બનાવી ચોથાની [illegible]ર્તિ માગે છે; ને કોઇવાર [illegible] પદ બનાવી ત્રણની પૂર્તિ માગે છે.)

[illegible]-( સં. પ્ર[illegible] ઉપરથી ) વૃદ્ધ થવા આવેલું, પાકેલું, નિપુણ, પૂર્ણદશામાં આવેલું, પુખ્ત, આધેડ, દેખાવમાં મોટું.

અણુ-( સં. ) સૂક્ષ્મ, લેશ નાનામાં નાની રજ.

( પદાર્થના નાના ભાગ પાડતાં અણુ બને છે, અણુના ભાગ તે પરમાણુ કહેવાય છે. ને પરમાણુના ભાગ તે ઇલેક્ટ્રોન કહેવાય છે. એનાથી નાના ભાગ પડતાં પદાર્થના ધર્મ નાશ પામે છે. માટે છેવટનો નાનો ભાગ તે ઇલેક્ટ્રોન. )

પહેલ-પહેલું જનાર, આગેવાન, આંખે મૂકવાની નાની રૂની ગાદી,

દાના-(ફા. દાનીસ્તાન-જાણવું ઉપરથી) ડાહ્યો દાનવ, વિવેકી સમજુ, બુદ્ધિશાળી.

ઇંદુ-(સં.) ચંદ્રમા, સોમ, શશી, શશાંક

વિમળ-(સં.વિ+મલ) સ્વચ્છ, નિર્મળ, મેલવગરનું, ચોકખું.

તાતું-ગરમ, ઉનું, તપેલું, આકળું, ઉગ્ર, જલદ, તીખું, જાજરમાન, તેજસ્વી, તાજું ઉનાળુ, મદથી ભરેલું, ઓપેલું હોય એવું.

[તાતેઘાએ-તરતજ. તાતું માતું મદથી ભરેલું. તાતી તરવાર તરતની પાણી પાએલી ને ઓપેલી તરવાર]

મદિરા-(સં મદ કરનારઉપરથી પીવાનો દારૂ, મધુ

માતુ-માતેલું, જાડું, અભિમાની, મા, હૃષ્ટપુષ્ટ.

તરણી-સં.-તૄ તરી જવું ઉપરથી તરણિ) સૂર્ય કિરણ, વહાણ વિગેરે તરી જવાનું સાધન આદિત્ય.

શર્કરા-સં. શૄ-ઠારમારવું ઉપરથી) સાકર, ખાંડ, કટકો, પત્થરના કટકા.

(સકળ ખોરનું સાકર જીવન, ખરના પ્રાણજ હરે)

રળી-ખુશી, હરખ, હોંશ, ઉમંગ, ઘટતીરીતે, ગજાપ્રમાણે.

तरण–[सं. तृण=घास ઉપરથી] તરણું, ત્રણ, જેથી તરાય તે, હોડી, તરનાર,

[તરણ તારણ–તરનારને તારનાર, ઉદ્ધારનાર પરમેશ્વર]

तुच्छ–(स. तुच्छ ઉપરથી)માલ-વગરનું, અધમ હલકું, અલ્પ, ધિક્કારીએ એવું.

स्वर्ण–(सं.सु+वर्ण–સારા રંગ વાળું) સોનું, કંચન, કનક, સોનાગેરૂ, હરિચંદન,ધન, એક જાતનો યજ્ઞ, ધંતુરો

कुशका–ડાંગરકે ભાતનાંછાલાં.

बरास–મસાલેદાર કપૂર, (અં) બ્રશ (સાફ કરવાનું આવે છેતે) પત્થર વિગેરે ભરવાનું માપ. (૧૦૦ ઘનફુટ–૧ બરાસ)

बदेक–એહેક, ગંધ, વાસ,તોર, ફાટ, અભિમાનની ઉગ્રતા.

काजल–(सं. कज्जल) મેસ, એક અંજન, સુરમો.

अमल–(અ.)સત્તા, અધિકાર.

सूम–સૂમ્ભ, કૃપણ, કંજુસ, મૂગું.

अज्ञ–(सं.अ+ज्ञ–ज्ञा જાણવું. મૂર્ખ, અજ્ઞાની, બેવકુફ, થોડું જાણનાર, અજાણ, અણસમજુ.

मिष्ठ–(स.) મીઠું, ગળ્યું, પ્રિય, વહાલું, મધુર, આનંદ ઉપજાવે એવું.

कलंक–(सं.) લાંછન, ખટો, ડાઘ, ખોડ, દોષ, અપવાદ, આળ.

## સાર

સમસ્યા બુદ્ધિ ખીલવનાર હોય છે; અને તે કવિની ખાસ આવડ છે. જ્યાં ન પહોંચે રવી, ત્યાં પહોંચે કવિ, તથા પંડિત સૌ શીર મોર છે, ને ઘટઘટમાં શક્તિ અગાધ બોધ બહુ સારો; એની ખાતરી થાય છે.

શરીર બળને ધન બળ કરતાં બુદ્ધિ બળ ચઢે છે જે

કામો બળથી ન થાય તે કળથી થાય છે.

## પાઠ ૬૫ મો

### જ્યોર્જ સ્ટીવન્સન, ભાગ ૧ લો.

અવલોકન–(સં)બારીક તપાસ, નિરીક્ષા, પ્રેક્ષણ.

સાલવું – દિલમાં ખુંચવું મનમાં લાગવું.

વેતન–(સં.)મહેનતાણું, રોજ, દરમાયો, પગાર, જીવાઇ, વરસાસન.

બીડું–ત્રિકોણાકાર કે પંચ-પાનની બીડી, ભારે કામ કરવાની જાહેર માગણી, શરતવાળી માગણી.

(બીડું ઝડપવું–ભારે કામની માગણી કરવી, સાહસ માથે લેવું.

લગન બીડો – વિવાહની માગણી.

ભલભલા–મોટમોટા.

હેરત – આશ્ચર્ય, નવાઇ, તાજુબ.

## પાઠ ૬૬ મો

### જ્યોર્જ સ્ટીવન્સન, ભાગ ૨ જો.

પાર્લમેંટ– (અં.) ઈંગ્લંડની રાજસભા, રાજ ચલાવવા માટે લોકોએ ચુંટી કાઢેલા પ્રતિનિધિઓની સભા.

(પાર્લમેંટના બે ભાગ છે. હાઉસ ઑવ લોર્ડસ, ને હાઉસ ઑવ–કોમન્સ. હાઉસ ઘર. ઑવ–નો, ની, નું.

લોર્ડ્સ–ઉમરાવ. કોમન્સ–સાધારણ લોક. એટલે ઉમરાવ લોકોની સભા, અને સાધારણ લોકોની સભા મળીને પાર્લમેંટ બને છે. 'હાઉસ ઑવ લોર્ડસ'ની સભામાં ૨૬ ધર્માધ્યક્ષો, ને ૪૫૨ ઉમરાવો મળી ૪૭૮ સભાસદો વારસાઇ

હક્ક પ્રમાણે બેસે છે; એ સભાના મેંબરોની ચુંટણી થતી નથી. 'હાઉસ ઑવ કૉમન્સમાં મતદારો તરફથી ચુંટાઇને ૬૭૦ સભાસદો બેસે છે; એની ચુંટણી સાત સાત વર્ષે થાય છે, છતાં એ દરમ્યાન પણ નવી ચુંટણી શહેનશાહ તરફથી કરવાની છુટ હોય છે. આ બન્ને સભામાં નવા કાયદા બાંધવાનું ને રાજકારભાર માટે ખરચ મંજુર કરવાનું કામ થાય છે; પ્રથમ હાઉસ ઓવ કૉમન્સમાં મંજુર થઇ હાઉસ ઓવ લૉર્ડ્સમાં મંજુર થવા જાય છે ત્યાંથી મંજુર થઇ શહેનશાહની સહી લેવા માટે કામ જાય છે)

શક્ય–(સં.) બની શકે એવું,

'શરતમાંથી ઊંચુ બેઠું'–શરતમાંથી નીકળી ગયું; શરતમાંથી માથું મેલું.

નીવડવું–ચુંટાવું, ઠેરાવાવું, સિદ્ધ થવું,

ભ્રાંતિ (સં) વહેમ, શક, મિથ્યાપણું.

અસ્તિત્વ-(સં.) હયાતી, હોવાપણું

મનન–(સં.)યુક્તિથી નિર્ણય કરવો, ચિન્તન, મનમાં ફરી ફરીને સ્મરણ.

ઇશ્વરી–(સં.)ઐશ્વરી, દેવતાઇ દેવથી બનેલું.

સતત – (સં.) અવિચ્છિન્ન, નિરંતર કે સદવ કે હંમેશાં ચાલુ

છેલબટાઉ-( સં. છેક+વટુ) ટાપટીપ કરી ફરનાર, ફાંકડો થઇ ફરનાર, શોખિન.

સ્પષ્ટ વક્તા-(સં.) કામ નેવું ચોકખે ચોકખું કહેનાર સફાઇથી બોલનાર.

પ્રગતિ–(સં. પ્ર+ગતિ) દરેક બાબતમાં આગળ વધવું તે.

સાર.

બસેંક વર્ષ ઉપર માર્કિવસ ઓવ વૂસ્ટર નામના એક અંગ્રેજ ઉમરાવ કેદીએ કોટડીમાં ઉકળતા પાણીની કીટલીનું ઢાંકણું ઉંચું નીચું થતું જોઇ વરાળના બળવિષે વિચાર કર્યો કેદમાંથી છુટયા પછી તોપમાં થોડુંક પાણી ભરી સખત રીતે મોં બંધ કરી પુષ્કળ તપાવ્યાથી તે તોપ વરાળના જોરથી ફાટી ગઇ. આ પ્રયોગથી એક વરાળયંત્ર બનાવી ૨૪ ફુટ ઉંચે પાણી ચઢાવ્યું.

ઇ. સ. ૧૮૧૨માં બેલ નામના કારીગરે ધુમકેતુ નામની નાની આગબોટ બનાવી નદી ઓળંગી. ઈ. સ. ૧૮૨૦માં ફુલ્ટન નામના અમેરીકને મોટી આગબોટ બનાવી મહાસાગર ઓળંગ્યો. ઇ. સ. ૧૮૨૯માં સાહસ નામની આગબોટ ઈંગ્લંડથી કલકત્તે આવી.

હજારો વર્ષ જગત આવી શોધો વિનાનું રહ્યું; અને શોધો થવા લાગી ત્યારે ઉપરા ઉપરી.

આગબોટ પછી આગગાડી થઇ; એની શોધ જ્યોર્જ સ્ટીવન્સને કરી હતી, એ ઇ. સ. ૧૭૮૧માં ગરીબ માતા પિતાને ઘેર જન્મ્યો હતો; તેથી નાનપણમાં ગાયો ચારવાનું ને ખેતરોમાં મજુરી કરવાનું કામ કરવું પડયું હતું જુવાન થતાં એના બાપે ખાણમાંથી પાણી ઉલેચવાના વરાળયંત્ર ઉપર મજુર તરીકે મુકયો. ત્યાં યંત્રની ખુબી જોવામાં મઝા પડવાથી અવલોકન શક્તિ ખીલી, વિશેષ હકીકત માટે જાણવું કે

પુસ્તકોમાં છે. પણ પોતે ભણેલો ન હોવાથી અતિશય લાગી આવ્યું. છતાં નિરાશ ન થતાં ગરીબ શિક્ષકને થોડુંક વેતન આપી ભણ્યો.

ઇ. સ. ૧૮૦૨માં પરણ્યો ને સંસાર ચલાવવા માટે ઘડીયાળ સમારવાનું કામ પણ કરવા માંડ્યું; તેથી પણ સંચાના ભાગોનું જ્ઞાન થયું.

પોતે અભણ હોવાથી પડેલા ત્રાસને લીધે પોતાના પુત્ર રોબર્ટને ભણાવવા માટે ગમે તે કષ્ટ સહન કરવા તૈયાર થઇ પુત્રને ભણાવ્યો ત્યારે એને જંપ વળ્યો. સમજુ માતપિતા પુત્રની કેળવણી માટે કેટલી કાળજી રાખે છે?

ભણેલા કરતાં ગણેલો ચઢી જાય છે તેનો દાખલો એણે સારી રીતે બતાવ્યો છે. જે યંત્ર ભલભલાથી ન સુધર્યું તે એણે સુધાર્યું કે એની ગણના હુશિયાર ઇજનેર તરીકે જાહેર થઇ.

એક કંપનીના ઉત્તેજનથી આગગાડી બનાવી ૪૫૦ માણસોને ૯૦ ટન વજન ભરી તારીખ ૨૭–૯–૧૮૨૫ ના રોજ પહેલ વહેલી ૬૫ મિનિટમાં પોણા નવ માઇલ ચલાવી જણાવ્યું કે સુધારો થશે તો કલાકની ૨૦ માઇલ ચાલશે. પણ આ વાત કોઇએ સાચી માની નહિ.

ઇ. સ. ૧૮૨૯ માં જાહેર ખબર નીકળી કે ‘કલાકના ૧૦ માઇલ પ્રમાણે અમુક વજન ભરી જે વરાળયંત્ર ચાલશે તેના બનાવનારને ૫૦૦ પાઉંડ ઇનામ મળશે; આ શરતમાં એ અને બીજા બે જણે ભાગ લીધો; તેમાં એનું એન્જન ૨૯ માઇલની

ઝડપથી ચાલ્યું; ને ઇનામ એણે લીધું.

જે બનાવ અશક્ય લાગે છે; તે વિચાર કરી મનન કરવા સાથે સતત પરિશ્રમથી જાતેજ કરવામાં આવે તો તે શક્ય થાય છે.

આજે ૬૦-૭૦ માઇલના વેગથી હજારો માઇલ આગગાડી ગાજે છે તેનું માન જ્યોર્જ સ્ટીવન્સનનેજ ઘટે છે.

હિંદમાં ૧૮૪૫ માં ૧૯૨ માઇલની રેલ્વે થઇ હતી. ૧૮૫૩ થી મુંબઇ, મદ્રાસને કલકત્તાને રેલ્વેથી જોડવાની તૈયારી થઇ. ૧૮૫૭ ના બળવા પછી રેલ્વેપર ખાસ ધ્યાન અપાયું. ૧૮૫૯ માં એકંદર હિંદમાં પાંચ હજાર માઇલ રેલ્વે થઇ ને મોટાં મોટાં શહેરો રેલ્વે વડે જોડાયાં. ઇ. સ. ૧૮૮૦ માં વધીને સાડાઆઠ હજાર માઇલ રેલ્વે થઇ. ૧૯૨૦ માં એકંદર ૩૬૭૩૫ માઇલ રેલ્વે હિંદ ખાતે ચાલુ થઇ તેમાં ૧૭૯૯૦ માઇલ સાડા પાંચ ફૂટના પહોળા માપની બ્રોડગેજ છે; ને ૧૫૧૮૧ માઇલ ૩ ફૂટ ૩⅜ ઇંચના માપની મીટરગેજ છે; તથા ૨૯૨૬ માઇલ અઢી ફૂટના માપની નેરોગેજ ને ૫૮ માઇલ બે ફૂટના માપની છેક નાની રેલ્વે છે.

## પાઠ ૬૭ મો.

## કરકસર.

કરકસર-(સં. कृ-वत्-क्षप) સંભાળીને જરૂર જેટલુંજ ખરચવું તે, ત્રેવડ.

આત્મ સંયમ-(સં.) મન મારવું તે, ઇંદ્રીયોને વશ રાખવી તે.

લલુતા-લાલચ, લોભ, તૃષ્ણા.

વિસાત-વસાત, માલ, જીવ, દમ, ઉપયોગિતા દર્શાવનાર.

છાતી-(સં. છદ-છાત) પેટની ઉપરનો આગલો સપાટ ભાગ.

(છાતી કાઢીને ચાલવું-અક્કડ રહીને ચાલવું.

છાતી કુટવી-શોકથી છાતી એ હાથ મારવા.

છાતી તોડવી-સખત મહેનત કરવી.

છાતીપર બેસવું—સામા બેસીને ચોંપથી કામ લેવું.

છાતીમાં ઘાલવું-શરણે લેવું.

છાતીમાં લાગવું-મનમાં લાગવું.

છાતીપર રાખવું-લાડથી ને સંભાળથી રાખવું.

છાતીએ ચાંપવું-છાતી સરસું લગાડવું.

છાતીએ વળગાડવું-ધવરાવવું.

છાતીએ હાથ મૂકવો-આશા ને વિશ્વાસ આપવાં.

છાતીપર હાથ નાખવો-સ્ત્રીની આબરૂ લેવા જવું કે થાન પકડવા જવું.

છાતી પાકવી-ધાઇ કે થાન પાકવું; છોકરાં નબળાં નીકળવાં.

છાતી ફાટવી-હૃદય ચિરાઇ જવું.

છાતી ભરાઈ આવવી-શોકની ભારે અસર થઈ આવવી.

છાતીપર પત્થર મૂકવો-અસરને દબાવી રાખી સહન કરવું.

છાતી પિગળવી-દયા પ્રેમ વિગેરેથી ગદ્ગદ્ થઇ જવું.

છાતી બળવી-જીવ બળવો.

છાતી ઠરવી-સંતોષ મળવો

છાતીમાં ડાઘ લાગવો-અંતઃકરણ દુખાવું.

છાતીના ઘા-અંતઃકરણને અસર કરે એવો બનાવ.

છાતી ઉભરાવી-હૈયું ઉછળવું.

કઠણ છાતી-અસર ન થાય એવું અંતઃકરણ.

પોચી છાતી—ઝટ અસર થાય એવું હૃદય.

છાતીની મુક્કી—અંતઃકરણનો ઘા.

છાતી ટાઢી થવી—આંતરડી ઠરવી.

છાતી બેસવી—હિંમત જતી રહેવી.

છાતી થાબડવી—ધીરજ આપવી.

છાતી ચઢાવવી—હિંમત ધરવી.

છાતીનું—નિડર, હિંમતવાળું.

છાતી હાથ ન રહેવી—ધૈર્ય જતું રહેવું.

છાતી બેસી જવી—હિંમત ભાંગી જવી.

છાતી ઠોકવી—હિંમત આવવી.)

ઇષ્ટ—(સં) ઇચ્છવા લાયક.

સર્વથા—બધી રીતે.

વર્જ્ય—(સં.) તજવા યોગ્ય.

કદરી—( સં. कदय ) કંજુસ, કૃપણ, બખીલ, હિકમતવાળો.

પાશવ—(સં.) પશુનું, પશુના જેવું.

## સાર.

'સો સફર ને એક કસર' બરોબર કહેવાય છે કેમકે સો સફર કરી જેટલું સુખ મેળવાય છે તેટલું એક કસરથી મેળવાય છે.

'મરદની સફર ને ઓરતની કસર' પણ બરોબરજ છે.

કૃપણતાને ઉડાઉપણું બેઉ ખરાબ છે; એ બેની વચ્ચેનો ગુણ તે કરકસર છે.

આવક કરતાં ખરચ વધારે કરે તે ઉડાઉપણું કહેવાય છે. ઉડાઉપણું ક્યાં સુધી નભે? ખેંચી કહાડી પૈ વાપરતાં જેનો જીવ જાય ને ઘરના માણસો દુઃખી થાય તે કંજુસ કહેવાય છે. 'કૃપણનું ધન કાંકરા બરોબર છે' કેમકે કાંકરા પણ ગણી શકાય છે. ઉડાઉપણાથી ગૃહસ્થાઇ આવતી નથી; પણ 'ઉંચા વિચાર, ને મોટું મન' એજ ખરી ગૃહસ્થાઇ છે.

નાની નાની બાબતોમાં આત્મસંયમ રાખવાથીજ કરકસરનો ગુણ મેળવાય છે. જે માણસ કરકસરથી રહેતો નથી તે સ્વતંત્ર કે પ્રામાણિક પણ રહી શકતો નથી.

કરકસરથી બચેલું ધન પરોપકારમાં વાપરવાનું છે. જે માણસ પેદા કરી માત્ર પોતાનુંજ પેટ ભરે તે પાશવ જીવન ગાળે છે.

'હશે તે કદાપિ બહુ લક્ષ્મી વાળો વડો વૈભવી રાજવી ને રૂપાળો; તથાપિ ન તેને વિવેકી વખાણે, ભરે પેટ તે કાગ કીડા પ્રમાણે.'

## पाठ ६८ मो

### हरकतमां बरकत.

बरकत–(અ.) ભરપુરતા, કલ્યાણ, છત, લાભ.

नरतनु–માણસનું શરીર.

नसिहत–(અ.) નસીઅત, બોધ, શિખામણ.

सराण–ધાર કાઢવાનું યંત્ર, સરાણો.

परदुखभंजन विक्रम–પારકાનું દુઃખ ભાંગનાર વિક્રમાદિત્ય, ઉજ્જનનો રાજા, સંવત કે સાલને જોડાએલો ગણાયછે તે. (ભર્તૃહરિરાજા પિંગળારાણીથી વૈરાગ્ય પામી જતા રહ્યા, પછી તેની ગાદીએ જે રાજા આવે તેને વૈતાળ ખાઇ જાય. એ એ વાત વિક્રમે જાણી એટલે પોતાના ભાઇની ગાદી છતાં દેશવટો મળેલો હોવાથી સાધારણ માણસના વેષે આવી પ્રધાનને કહ્યું કે–મને ગાદીપર બેસાડો તો હું રાજ ચલાવીશ પ્રધાને એને ગાદીપર બેસાડયો. તેજ દહાડે એણે રાત્રે સુવાના ઓરડામાં ધાન્યનો ઢપલો કરાવી રાખ્યો ને પોતે નાગી

તરવાર પકડી જાગતો રહ્યો. મધરાત થતાં વૈતાળે આવી ખાઇ જવા માંડયો ત્યારે ધન્ય ખાધા પછી પોતાને ખાવાનું કહ્યું. ધન્યથી તૃપ્ત થતાં વૈતાળ ચાલ્યો ગયો. આ પ્રમાણે નિત્ય ચાલ્યા કરે; એવામાં એક વખત વિક્રમે વૈતાળને પુછયું કે–તારી શક્તિ કેટલી છે? વૈતાળે કહ્યું ધારૂં તે કરૂં; મને ત્રણે કાળનું ભાન છે. રાજાએ કહ્યું ત્યારે મારા આયુમાંથી પાંચ વરસ ઓછાં કર, કે પાંચ વરસ વધાર. વૈતાળે કહ્યું એ તો કોઈના હાથમાં નથી બીજે દિવસે ધાન્ય રખાવ્યું નહિ.તેથી ક્રોધાયમાન થઇ વૈતાળે ખાઇ જવા માંડતાં રાજાએ કહ્યું યુદ્ધકર. તારામાં જ્યારે પાંચ વરસ વધતાં ઓછાં કરવાની શક્તિ નથી ત્યારે શા માટે તને ખવડાવ્યા કરૂં? આ વેણુ સાંભળી વૈતાળ ખુશી થયો ને વર માગવા કહ્યું; રાજાએ કહ્યું સ્મરણ કરૂં ત્યારે હાજર થઇ બતાવું તે કામ કરવું. વૈતાળે હા કહી ચાલ્યો ગયો વિક્રમ રાજાએ વૈતાળની મદદથી ઘણાં ભારે કામો પરોપકાર તરીકે કરેલાં છે. તેનું વર્ણન 'બત્રીશ પૂતળીની વારતા'માં છે. વિક્રમ બહુ બળવાન હતો; ૯૫ શક સરદારોને હરાવ્યાથી શકારિ પણ કહેવાય છે.શાલિવાહનનો શક શરૂ થતા પહેલાં ૧૩૫ વર્ષ સુધી હિંદના ઘણા ભાગમાં એનો સંવત ચાલતો હતો. હજુ પણ રજવાડાઓમાં ને ગુજરાતમાં સંવત કે સાલ ચાલેછે.)

શંકર–(સં. શમ્ શાંતિઉપરથી) શિવ, મહાદેવ, સર્વનો સંહાર કરનાર તમે ગુણ ઇશ્વર.

(એ સર્વ તંત્રના અધિષ્ઠાતા છે. જ્યારે વેદ ચોરાયા હતા, ત્યારે પાર્વતીને તંત્રનો બોધ કર્યો હતો. સંહાર કર્યા પછી ફરી ઉત્પન્ન કરવાના ભાવમાં લિંગ રૂપે પૂજાય છે. હંમેશાં યોગીરૂપે યોગાભ્યાસ કરે છે; છતાં પ્રસંગોપાત સંસારી કર્મ પણ કરે છે. એ ક્રોધી છતાં ભોળા અને વર આપવે ઉદાર છે. એને બે સ્ત્રી છે; અર્ધાંગે પાર્વતી ને માથાની જટામાં ગંગા એ રંગે કર્પૂર વર્ણ છે. એને ત્રણકાળના જ્ઞાનરૂપ ત્રણ આંખ છે; તેમાં ત્રીજી આંખ ભેમવાની વચમાં છે. તેનો ડોળો હંમેશાં ઉંચો નીચો થયાજ કરે છે. મુંડની એટલે રાક્ષસનાં ડોકાંની માળા છે. સદૈવ નાગા ફરે છે; પણ કોઇ વખત પ્રસંગે કટીએ વ્યાઘ્ર ચર્મ વિંટાળે છે. સર્પનાં આભૂષણ છે. વાહન વૃષભ–નંદી છે. એનાં સહસ્ર નામ છે તે પૈકી કેટલાંક આ છેઃ–કલ્યાણકર્ત્તા તરીકે शिव, महादेव, महेश्वर, विश्वेश्वर, महाकाळ મૃત્યુને જીતનાર માટે मृत्युंजय. મનુષ્યનાં આંસુ લુછનારને દૈત્યોને રોવડાવનાર તરીકે रुद्र. સમુદ્ર મંથન થતાં નિકળેલા ઝેરને પરોપકાર માટે પી ગયા તે પેટમાં જાય તે પહેલાં પાર્વતીએ ગળું ડાબી રાખ્યાથી ગળામાં ઝેર અટકી રહ્યું માટે निलकंठ. चंद्रमौली चंद्रशेखर, वृषभ वाहन वृषध्वज. जटिल. जटाधारी. धुर्जटी. આકાશના જેવા રંગના કેશ માટે व्योमकेशी. त्रिशूली. शूलपाणि पिनाकी. पशुपति. भूतनाथ. गंगाधर. મૂંડમાળા માટે कपाली ત્રિપુરદૈત્યને મારેલો માટે त्रिपुरारि. ત્રણ વેદ કે ત્રણવર્ણના

પ્રણવ ઓંકારના અધિષ્ઠાતા તરીકે ત્ર્યંબક, પંચાનન, સ્મરહર, ગીરીશ, કૈલાશ, નિકેતન, દક્ષ-યજ્ઞ વિનાશી, વિગેરે.)

હરિશ્ચંદ્ર–(સં. હૃ હરવું ઉપરથી હરિઃ+ચંદ્રઃ) અયોધ્યાનો રાજા, ત્રિશંકુનો પુત્ર.

(એને 'બોલ્યું પાળવા' માટે વિશ્વામિત્ર ઋષિ તરફથી બહુ સહન કરવું પડયું હતું.

હરિશ્ચંદ્ર રાય સતવાદીઓ,
તારા લોચિની રાણી,
તેને વિપત્તિ બહુ પડી,
ભર્યાં નીચ ઘેર પાણી.-સુખદુ૦'

રાણી તારામતી અને પુત્ર રોહિત સાથે કાશીના બજા-રમાં વેચાઇ સ્મશાનની નોકરી કરવા ઉપરાંત મરવા તૈયાર થતાં દેવોએ પ્રસન્નતા બતાવી સર્વ હતું તેમ કર્યું હતું.)

પ્રહ્લાદ–(સં. પ્ર+હ્લાદઃ ખુશી કે આનંદ) પ્રભુનો પરમભક્ત ને હિરણ્યકશિપુ દૈત્યનો પુત્ર.

(પ્રભુની ભકિતથી વેગળા રહેવા માતા પિતાએ સમ-જાવ્યા છતાં એણે ભકિત કર્યા કરવાથી પિતાએ ગુરૂને ત્યાં મૂકયો. પણ ત્યાંએ પ્રભુ સ્મ-રણ કર્યા કરી અન્ય બાળકોને પણ પ્રભુ ભકિત શિખવવા માંડયાથી ગુરૂએ એના પિતાને પાછો સોંપ્યો. પિતાએ છેવટે ક્રોધાયમાન થઇ લોહસ્તંભને લાલચોળ તપાવી કહ્યું કે તારો પ્રભુ સાચો હોય તો હવે અત્યારે બતાવ; કહી થંભે બઝાડયો. થંભ ઠંડો થઇ ગયો, ને ફાટયો કે વિષ્ણુ 'નૃસિંહરૂપે' પ્રકટ થયા.

નૃસિંહરૂપ લેવાનું કારણ એ હતું કે–હિરણ્યકશિપુએ આકરું તપ કરી વરદાન મેળવ્યું હતું કે–હું મનુષ્યથી કે પશુથી, રાત્રે કે દહાડે, ઘરમાં કે ઘરની

બહાર, હથિઆરથી કે હાથથી મરૂં નહિ—નર અને સિંહનું ભેગું રૂપ એકેમાં ગણાય નહિ, તેમ પ્રકટ થઇ સંધ્યાકાળે ઘરના ઉંબર ઉપર નખથી હિરણ્યકશિપુને ચીરીનાંખ્યો હતો; કે જેથી બ્રહ્માના આપા ચલાવરદાનને પણ હરકત આવી નહિ. ભક્ત પ્રહ્લાદને ગાદી આપી વિષ્ણુ અંતર્ધ્યાન થયા હતા પ્રહ્લાદનો પુત્ર વિરોચન, ને વિરોચનનો પુત્ર બલિરાજા.

બ્હોળું—(સં. बहुल) બહોળું, બધારે, ઘણું

મર્મ—(સં.) છુપોભેદ, રહસ્ય, હેતુ, કાળજું

મસ્ત—મદમાતું, ચકચુર, મગન, જોરાવર.

'ઈશ કૃપાથી હરકત દેખું બરક તરુપ તસ્તામાં—જે જે સાધનોથી જે જે બરકત મેળવાય છે, તે સઘળાનાં ચિત્ર બરકત રૂપે મોટા આરશામાં સમાએલાં છે; તેમાં ઇશકૃપાથી હરકતને પ્રથમ જોઉં છું.

સાર

હરકત હરકત કર્યા કરી ઠરી જઇ બેસી રહીએ તો કાંઇ પણ કાર્ય થાયજ નહિ. ત્યારે બરકત તો હોયજ ક્યાંથી ? વિરલાજનો તો હરકતને આંગ ભેજ ઉમેલા હોઇ હરકતની સાથે લડવા તૈયારજ હોયછે. 'ફરે તે ચરે ને બાંધ્યું ભૂખે મરે.' ફરવામાં હરકત પહેલીજ હોય છે. જ્યારે સ્વાર્થના કાર્યમાં હરકત વેઠી બરકત મેળવવા જનો તૈયાર થાય નહિ; ત્યારે નિઃસ્વાર્થ કાર્યમાં તો તૈયારજ શાના થાય ? એ લેખે જે જનો નિઃસ્વાર્થ કાર્યમાં હરકત વેઠવા તૈયાર થાય છે ને વેઠે છે; તે જનો કેવા કહેવાય !

## પાઠ ૬૯ મો

## ધૂમકેતુ, ભાગ ૧ લો

ધૂમકેતુ–(સં. ધૂમ: ધૂમાડો+केतु દીપ્તિ, પ્રકાશ, ધજા ) પૂંછડીઓ તારો પ્રકાશવાન ધૂમાડાનીધજા.

અનિષ્ટ–(સં. अन्+इष्ट) નહિ ઇચ્છવાજોગ, ખરાબ, ભારે નુકસાનકારક

સૂચક–(સં.सूच+अक)સૂચવનાર દર્શાવનાર.

ઉત્પાત–(સં.उत्+पत्–पात) અસાધારણ બનાવ, હાનિકારક ઇશ્વરી. બનાવ.

મધ્યયુગ=(સં) ઇ. સ. ના પાંચમા સૈકાથી પંદરમા સૈકા સુધીનો વખત.

સંક્રુદ્ધ=(સં. सम्+क्रुद्ध) સારી રીતે ગુસ્સે થએલું.

પ્રચાર=(સં. प्र+चर्=चार) ફેલાવો, આચાર, રૂઢિ, રીત, રીવાજ.

ખગોળવેત્તા=(સં. ख+गोल+वेत्ता) ગોળારૂપ આકાશમાં રહેલા પદાર્થને જાણનાર.

વૈજ્ઞાનિક=(સં. वि+ज्ञान+इक) શાસ્ત્રીય સંશોધન કરનાર.

## પાઠ ૭૦ મો

## ધુમકેતુ, ભાગ ૨જો.

સર આઇઝેક ન્યુટન (અં.) એ નામનો મોટો ગણિતશાસ્ત્રી, ખગોળનું ઉંચું શાસ્ત્રીયજ્ઞાન ધરાવનાર એ નામનો માણસ.

(ઇંગ્લંડના લિંકન પરગણામાં ઇ. સ ૧૬૪૨માં જન્મ્યો હતો. જન્મતા પહેલાં એના પિતા મૃત્યુ પામેલા હોવાથી ગરીબ માતાએ ભણાવ્યો હતો. નાનપણમાં જરા આળસુ હતો; પણ પાછળથી આળસ છોડી દીધું હતું. માતા ખેતરનું કે ઢોરનું કે ચાહવેચાણનું કામ

સોંપતી તે કરતો નહિ; પણ ગણિતમાંજ એનું મન ગુંચવાએલું રહેતું. આથી માતાએ એને ઘરના કામકાજમાં ન રોકતાં ભણાવ્યાજ કર્યો.

ઇ સ. ૧૬૬૧થી૧૬૬૫ સુધીમાં વિજ્ઞાનનાં પણ શાસ્રોનો અભ્યાસ કરી પ્રકાશ માટે નિયમો સ્થાપ્યા કે-(૧)પ્રકાશ કિરણોનો બનેલો છે, ને એ કિરણોનું પૃથકકરણ થઇ શકે છે, (૨) શ્વેત પ્રકાશનું દરેક કિરણ ત્રણમૂળ અને ત્રણ મિશ્ર રંગનું બનેલું છે, તે દરેક ઓળુવત્તું થઇ શકે છે.

ઇ સ. ૧૬૬૬માં ગુરૂત્વાકર્ષણનો નિયમ શોધી કહાડયો તે એવી રીતે કે ઝાડ ઉપરનું ફળ નીચે શા માટે પડે છે? ઉપર કેમ જતું નથી. 'દરેક નાના પદાર્થને મોટા પદાર્થો પોતાના મધ્યબિંદુ તરફ ખેંચે છે; તેમ દરેક પદાર્થમાં ખેંચાણ શક્તિ રહેલી છે.

ઇ સ. ૧૬૮૩મા ગણિત શાસ્રને અનુસરી પદાર્થ વિજ્ઞાનનાં મૂળતત્વોનો 'પ્રિન્સિપિઆ' નામે ગ્રંથ પ્રસિદ્ધ કર્યો. ૮૪વર્ષની ઉમરે ૧૭૨૭માં મરણ પામ્યો હતો.

એની વિદ્વતાના પ્રમાણમાં એનું મળતાપણું ને ખામોશ તથા નરમાશ બહુજ હતાં. ખરી વિદ્વતા કેવી જોઇએ તે એણે બતાવી આપ્યું છે-)

સમર્થન-(સં.) 'આ આ પ્રમાણે છે,' એવો નિશ્ચય કરવો તે, ટેકો આપવો તે, તકરાર, વાંધો, યાગ્ય અયોગ્યની પરીક્ષા.

ગુરૂત્વાકર્ષક-(સ. ગુરુ ભારે+ત્વ+આકર્ષ ખેંચાણ)ભારેપણાનું ખેંચાણ.

દુર્બીન=(ફા.દૂર+બીદન, જોવું

ઉપરથી બીન–જોનાર) છેટેનું જોનાર દેખાડનાર.

(ઇ.સ.૧૬૦૮માં હોલંડદેશની પાસેના બાલચર્ન નામના ટાપુમાં મિડલબર્ગ નામના ગામમાં 'હાન્સલિ પર્શિન' નામના ચશ્મા બનાવનારે પોતાની બેટીની રમતમાંથી નવાઇ પામી બે બાહ્યગોળ કાચને સામ સામા રાખી પહેલ વહેલું દૂર્બીન બનાવ્યું. પ્રખ્યાત 'ગેલિલીઓ' એ ૧૬૦૯ માં સુધારીને નવીન બનાવ્યું. ૧૮૦૨ માં સ્પેન દેશની માદ્રિડ શહેરની વેધ શાળા માટે લંડનમાં એકસો દશ સો રૂ. નું ૨૧૧૮ રતલનું દૂર્બીન લંડનમાં બનાવવામાં આવ્યું હતું; આમાં ૬૪૦૦ ગણું મોટા પણું જણાતું હતું. ડા૦ હર્શલે બનાવેલા દૂર્બીનથી શની અને તેના ચંદ્રો સ્પષ્ટ દેખાય હતા. હાલમાં પાણીનાં પડ રખાઇ મોટાં દૂર્બીનો બનવા લાગ્યા છે.)

અત્યદ્ભુત (સં) ઘણીજ નવાઇ પમાડે એવું.

ચિરંજીવી=(સં ચિરં+જીવ્+इन) લાંબો કાળ જીવનાર, ચિરાયુ આશીર્વાદ દર્શક વિશેષણ, (માર્કંડેય, બલિરાજા, અશ્વત્થામા, કાગડો, વ્યાસ ઋષિ, હનુમાન, વિભીષણ, કૃપાચાર્ય પરશુરામ, સીમળાનું ઝાડ, જીવક વૃક્ષ, વિષ્ણુ એ ચિરંજીવી ગણાય છે)

સાર

ધૂમકેતુ દેખાવે ઝાંખા હોઇ નેબ્યુલા કે નિહારીકા જેવા પ્રકાશથી પ્રકાશિત હોય છે. નિહારિકા બળતા વાયુ જેવો છે; જેમાંથી સૂર્યો અને તેનાં મંડળ બનેલાં છે. ધુમકેતુની પુંછડી સૂર્યની ઉલટી દિશાએ હોય છે; જેમ જેમ સૂર્યથી

નજીક ધુમકેતુ આવે છે તેમ તેમ પૂંછડી વધુ પ્રકાશમાન ને લાંબી થતી જાય છે.

ન્યુટને જણાવ્યું હતું કે ગુરૂત્વાકર્ષણને લીધે ધુમકેતુઓ સૂર્યની આસપાસ ફરે છે; ને સૂર્યની ઉષ્ણુતાથી ધુમકેતુમાંના પદાર્થની વરાળ થઇ પૂંછડી બને છે.

પ્રકાશિત ધુમકેતુ ને માથું, વચલો ભાગ, ને પૂંછડી એમ ત્રણ ભાગ હોય છે.

હેલીનો ધુમકેતુ ૧૬૮૨માં, ૧૭૫૯માં, ૧૮૩૫માં, ને ૧૯૦૯માં દેખાયો હતો. એ ૭૩ કે ૭૪ વર્ષે ફરી દેખાય છે. કેટલાક ધુમકેતું નવ વર્ષ સુધીમાં ને કેટલાક ૬૭થી ૭૫ વર્ષમાં ફરીથી દેખાદે છે; ત્યારે કેટલાક તો લાખો વર્ષે દેખાય છે. ૧૮૧૧મા દેખાએલો ધુમકેતુ તો ૨૭ માસેજ ફરી દેખાયો હતો. ૧૮૪૩ માં જણાએલા ધુમકેતુથી આકાશનો ત્રીજો ભાગ તેજવાન થયો હતો

૧૮૨૬માં બીલા નામના ઝાંખા ધુમકેતુના ૧૮૪૬માં બે ભાગ થઇ ગયેલા જણાયા હતા; ને ૧૮૭૨માં જણાવાનો હતો ત્યારે એ જણાયો નહિ, પણ ફરવાના માર્ગમાંથી પૃથ્વીની આડ જતાં પૃથ્વી પર ધુમકેતુ જણાવાને બદલે ખરતા તારાની વૃષ્ટિજ થઇ કેપ્લરના મત પ્રમાણે ધુમકેતુઓ ચંદ્રો અને ગ્રહોના પેઠે ચિરંજીવી નથી. અથડામણમાં આવતાં કકડા થઇ જઇ વાતાવરણ સાથે ઘસાઇ સળગી ઉઠે છે; ને ખરતા તારા જણાય છે. છેક નીચે આવતાં ઝીણી ઝીણી રજ થઇ જાય છે, ખરતા તારા પડવાનું જોર નવેંબર માસમાં વધુ હોય છે.

૧૮૭૨માં ફ્રાન્સમાં ૧૨૬ રતલનો ધુમકેતુનો કકડો પત્થરરૂપે પડયો હતો. ખરતા તારાનો પત્થર જેવો નમૂનો કલકત્તાના સંગ્રહસ્થાનમાં પણ છે.

## પાઠ ૭૧મો

## શેખ ફરીદ

શેખ—(અ. ફા.)મુસલમાનની એક જાત.

જેમ હિંદુઓમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શુદ્ર એમ ચાર ભાગ છે. તેમ મુસલમાનોમાં સૈયદ, પઠાણ, મોગલ ને શેખ એ ચાર ભાગ છે.

વીલું=ફીકકું, ઓંખુ, નિસ્તેજ, ઓશિયાળુ, શરમિંદુ, વિખુટું, રઝળતું.

ગળગળવું=ગળામાં રડવા જેવું.

ભાવી ફકીર—ભવિષ્યમાં થનારો ફકીર.

કામના—(સં.) મનની ઇચ્છા.

ફકીર—(અ૦ ફ—ફાકો કે ઉપવાસ કે લાંઘણ+ક—કનાઅત કે સંતોષ+ય—યાદે ખુદા કે પ્રભુની સંભારણા+ર—રિઆજત કે મહેનત.) ઉપવાસી સંતોષી પ્રભુને યાદ કરનાર ને ખુદાના રસ્તામાં તપ કરનાર માણસ.

### સાર.

ફકીર થવું ને મનની ઇચ્છા તૃપ્ત કરવી એ કેમ બને?

ગમે તેટલા દુઃખમાં હોઇએ પણ જો જુઠું બોલીએ તો તેટલું દુઃખ વધુ આવે એ દેખીતું છે.

ફકીર માણસ કોઇને દુઃખી કરવા ઇચ્છતાજ નથી.

શેખ ફરીદ કે બાવા ફરીદ પંજાબમાં થઇ ગયા છે. એ મહાપુરૂષ ૧૨ વર્ષની વયે વનમાં જઇ અલ્લાહને મેળ-

વવા વનસ્પતિ ખાઇ બાર વર્ષ સુધી કષ્ટ વેઠયું. પણ ખુદા મળ્યા નહિ. ઘેર આવતાં માતાએ કાંસકોથી વાળ ઓળતાં ફરીદને કષ્ટ થયું ત્યારે માતાએ કહ્યું કે વનસ્પતિની કુંપળો તોડતાં તેને કષ્ટ ન થયું હોય? આ બોલથી તુરતજ પાછા વનમાં જઇ લાકડાંના ભૂકાનો રોટલો ખાઇ સાધના કરવા માંડી ૧૨ વરસે અલ્લાહની કૃપા થઇ. ત્યારે વર મળ્યો કે 'ધારશે તે થશે.' શેખ ફરીદે ખાત્રી માટે ચલ્લાંનાં ટોળાંને કહ્યું કે મરી જાઓ; બધાં ચલ્લાં મરી ગયાં. પછી કહ્યું કે ઉડી જાઓ; ત્યારે ઉડી ગયાં ખાત્રી થતાં ઘેર આવવા લાગ્યો. પરંતુ રસ્તામાં એક કૂવા ઉપર એક ઓરત પાણી ભરતી જણાઇ, તેમની પાસે જઇ પીવાનું પાણી માંગ્યું. ઓરતે પાણી ન નામતાં ભોંય પરજ ઢોળ્યા કર્યું. ફરીદે કહ્યુ આમ કેમ? ઓરતે કહ્યું કે ચલ્લાં મર જાઓ, ને વળી ઉઠ જાઓ' એવું કાંઇ નથી.' આ સાંભળી ફરીદ દિગ થઇ ગયા ને ખુલાસો માંગતાં ઓરતે જણાવ્યું કે એક રાતમાંજ મને તો અલ્લાહ મળ્યા છે; હું દેહકષ્ટિ ભોગવતી નથી; રેંટીયો કાંતુ છું. એક રાત્રે પતિએ પાણી માગતાં તરતજ લઇ ગઇ. પણ એટલામાંતો પતિ દેવ ઉંઘી ગયા, હું સવાર સુધી ખડીજ રહી. સાદાઇથી ને મારા ટેકથી અલ્લાહ રાજી થયા હતા. ફરીદ તેને ત્યાં ગયા ને થોડા દિવસ રહ્યા; પેલી ઓરતે કાંતેલું થોડુંક સુતર તેને આપ્યું તે લઇને જ્યાઆ આગળના એક ગામમાંના કુવામાં બાંધી પોતે

ઊંધે મોંએ તપ કર્યું. અલ્લાહે પ્રસન્ન થઇ સાચા ભક્ત તરીકે સ્વીકાર કરી કૂવામાંથી સ્વહસ્તે બહાર કહાડયા. ત્યારથી ખરા ફકીર બન્યા.

એકંદર ૩૬ વર્ષ તપ કરી સાચા ફકીર તરીકે પ્રખ્યાતિ પામી ધાર્યા પ્રમાણે ચમત્કારો કરી પરોપકારનાં ઘણા કાર્યો કરી ગયા છે.

## પાઠ ૭૨ મો

### તુલસી વિવાહઃ નારદ શ્રી કૃષ્ણને ત્યાં

તુલસી વિવાહઃ=(સં) તુલસી લગ્ન, કાળી તુલસીનાં લગ્ન.

(એક દિવસે કૈલાસ પર્વત ઉપર ઇંદ્રે આવીને શંકરનું અપમાન કરવાથી શંકર ક્રોધાયમાન થતાં કપાળ પર પરસેવો છુટયો, તેને લૂંછી નાંખતાં સમુદ્રમાં જઇ પડયો; તે પરસેવાથી સમુદ્રના પુત્ર તરીકે જાલંધર રાક્ષસ દ્વીપ બેટમાં પેદા થયો, સમુદ્રે એનું લગ્ન નેમી દૈત્યની વૃંદા નામની પુત્રી સાથે કર્યું. જાલંધરે તપ કરી દેવો પાસેથી એવું વ્રત મેળવ્યું કે 'જ્યાં સુધી વૃંદા પતિવ્રતા રહેશે ત્યાં સુધી તું કોઈથી જીતાશે નહિં જાલંધરે આ વ્રતથી રાજી થઈ જગતને પીડવા માંડયું; પંજાબમાં આવેલો જાલંધરના નામનો મુલકને શહેર એનાથી ઓળખાયા. સમુદ્ર મંથન વખતે નિકળેલાં ૧૪ રત્નો પોતાના ગણી માગવા માટે દૂતો મોકલ્યા પણ ઇંદ્રે ન આપવાથી દેવ દાનવ વચ્ચે મોટું યુદ્ધ થયું જાલંધરે અમરાપુરી લઇ લીધું ને દેવોને નસાડયા. આથી દેવો શંકર તથા વિષ્ણુને

શરણે ગયા; પણ જાલંધર જીતાયો નહિ. ત્યારે વિષ્ણુએ ગંગાને પોતાના ભાઇ જાલંધરનું મોત જાણવા મોકલી. જાલંધરે બેનને ખરી હકીકત કહી. વિષ્ણુએ વૃંદાને ભ્રષ્ટ કરવા માટે શંકરને જાલંધરનું રૂપ લઇ મોકલ્યા; પણ શંકર પર ખાઇ ગયા. ત્યારે વિષ્ણુએ પોતે જાલંધરનું રૂપ લઇ વૃંદાને ભ્રષ્ટ કરી; તેજ વખતે શંકરના હાથે જાલંધર મરાયો, ને મસ્તક વૃંદાના ભુવનમાં આવી પડ્યું. વૃંદા સઘળું કપટ સમજી ગઇ કે તરતજ સતીએ શાપ આપ્યો જે—'વિષ્ણુ તું કાળો પત્થર થઇ જજે', તરતજ વિષ્ણુ કાળા પત્થરના શાલિગ્રામ થઇ ગયા. વિષ્ણુએ પણ સામો શાપ દીધો કે—'વૃંદા તું વનસ્પતિ થઇ જજે.' તે મુજબ વૃંદા તુલસી થયાં.

ખરી રીતે વિષ્ણુએ અન્યાય કરેલો હોવાથી પોતાને પરમ દુઃખ થઇ આવતાં વિષ્ણુ પ્રાણ તજવા તૈયાર થયા. ત્યારે દેવોએ વિષ્ણુની નજર આગળ વૃંદાવન પ્રકટાવ્યું. આથી વિષ્ણુને સંતોષ થવાને બદલે ઉલટું વધુ લાગી આવ્યું. ત્યારે વિષ્ણુએ જાતે તુલસી રૂપ વૃંદાને વીનતી વર આપ્યો કે તું નારીરૂપ જન્મ લે કે હું તને પરણી અન્યાયથી મૂક્ત થાઉં. તે પ્રમાણે ઉજ્જનમાં પ્રભંજન રાજાને ત્યાં તુલસી પેદા થયાં; ને કાર્તિક શુદી ૧૧એ વિષ્ણુ સાથે પરણ્યાં.

ચાતુર્માસના પાળેલા નિયમો ની શાંતી માટે આ દિવસ પવિત્ર મનાવા સાથે હોમહવનાદિ શુભકાર્યો કરવાની છૂટ

થવાનો છે. વૈષ્ણવો એ દિવસે શાલિગ્રામને તુલસીના છોડ વચ્ચે યથાવિધિ લગ્ન કરે છે; ને દાનમાં નવી શેરડી તથા આમલી વિગેરે પદાર્થો જે ચાતુર્માસમાં ત્યાગ કરેલા તેનું દાન કરી ખાવાની છૂટ લે છે. જેને ત્યાં કન્યા ન હોય તે તુલસી વિવાહ: કરી પાવન થાય છે.)

नारद-(सं.) એક દેવર્ષિ, બ્રહ્માના પુત્ર.

(એ બ્રહ્માના પુત્ર છતાં પુત્ર પ્રજોત્પત્તિ કરવાનું કામ કરતા નથી. ત્રિભુવનમાં ફરે છે, એક વખતે વ્યાસ સરસ્વતીને તીરે બેસી પ્રભુ સંબંધી વિચાર કરતા હતા; તેને ચતુ-શ્લોક કહી ભાગવત બનાવવાનું કહ્યું, તે ઉપરથી વ્યાસે શ્રીમદ્ ભાગવત બનાવ્યું છે. તેજ વખતે વ્યાસને નારદે પોતાના પૂર્વ જન્મની હકીકત પણ કહી હતી કે હું પૂર્વ જન્મનું જ્ઞાન પણ ધરાવું છું, ગયે જન્મ હું બ્રાહ્મણ દાસી પુત્ર હતો. ચાતુર્માસમાં મેં સંત સાધુની સેવા કરવાથી મને તેઓ તરફથી 'બાર અક્ષરનો મંત્ર' મળ્યો હતો; તે એ કે 'ૐ નમો ભગવતે વાસુદેવાય.' આ મંત્રથી નિત્ય હરિધ્યાન ધરતો હતો; સંસારમાં રહેવું પાલવતું નહોતું, પણ માતા વિખૂટો મૂકતાં નહોતાં; ઇશ્વરેચ્છાથી માતાને સર્પ કરડતાં મૃત્યુ થયું, એટલે હું વનમાં જઇ તપ કરવા લાગ્યો. પ્રભુ પ્રસન્ન થતાં દર્શન થયાં ને ફરી મળ્યા કે-'બીજે અવતાર ફરીથી દર્શન પામીશ, ને તને પૂર્વ જન્મનું ભાન રહેશે'. સાથે લાગ્યા એક વીણા પણ

આપી ગયા. તે વગાડી અહર્‌નિશ પુનઃ દર્શનની કંખના કર્યા કરતો હતો; ને દેહ છુટવાની વાટ જોતો હતો. ઇશ કૃપાથી દેહ છુટયો ને આ રૂપે ફરૂં છું, હાવે ત્યારે હરિદર્શન કરૂં છું. એ પુરૂતા અહામી રંગના છે. મસ્તકે જટાભાર હોઇ કેશ ઊંચા રહે છે. ખાંધે વીણા રાખે છે. કપાળે ઊભું ટીલું કરે છે. યમુના તીરે મઠમાં રહેતા હતા. ઘણા બ્રાહ્મણ શિષ્ય એને ત્યાં હતા એણે એક સ્મૃતિ, તથા તીર્થ સ્થળ ઉપર એક અને ગાયન ઉપર એક, એમ ત્રણ ગ્રંથ બનાવ્યા છે. બ્રહ્મજ્ઞાનનો બોધ કરવામાં સમર્થ વકતા છે; તથા ગાયનમાં એકકા કહેવાય છે. પ્રભુ ધ્યાનમ ને ગાયનમાં સદૈવ મગ્ન રહે છે. દેવોમાં પરસ્પર અથવા ઋષિ–રાજાના સંદેશા પહોંચાડવાનું કાર્ય કરે છે. બે જણને ભમરો મૂકી લડાવી મારવામાં આનંદ માને છે. પ્રસંગોપાત સદ્‌હેતુથી પ્રપંચ કર્યા છે; પણ તે કૃષ્ણના જેવા-શુદ્ધ અને ભારે નથી )

वैकुंठ (सं.) વિષ્ણુ ભગવાનનું નિવાસ સ્થાન.

वेणा–(सं. वीणा) એક તંતુ વાદ્ય, બીન, તંબુરો.

वा'ता=વાહતા, લઇ જતા.

दीनानाथ–(सं. दीननाथ) ગરીબના બેલી.

विह्वळ(सं.) વિહ્‌વલ, લાગણીથી અકળાએલું. અતિઆતુર, ગાભરૂં, વિરહયેલું, આકળું.

ભૂજ (सं.) આખો હાથ, ખભાથી આંગળાંની ટોચ સુધીનો હાથ, કર, બાહુ.

ભુજદંડ–હાથરૂપી દંડ, હાથ )

मॉ'नुभाव–મહિમાવાળું, મોટા

અનુભવવાળું.

કમળા—(i. કમલા, કમળમાં રહેનારાં લક્ષ્મીજી.

શેષશાઇ નારાયણ કે વિષ્ણુની શક્તિ—આ, જ્યારે શેષશાઇ નારાયણ પોઢે છે; ત્યારે એ તેમના પગ ચાંપે છે. એ સાંદર્યને ધનનાં દેવી છે. એક વેળા વિષ્ણુ ને એ પોતપોતાનું અભિમાન કરવા લાગ્યા; લક્ષ્મી કહે મારે વડે તમો, ને વિષ્ણુ કહે મારે વડે તમે લક્ષ્મીએ કહ્યું કે નક્કી કરવા ચાલો પૃથ્વી પર જઇએ; લોકો કોનું માન વધારે રાખે છે ? તરતજ વિષ્ણુ સાધુના રૂપે એક બ્રાહ્મણ ને ત્યાં ગયા કે બ્રાહ્મણે પુજા કરી પોતાને ત્યાં રાખ્યા; સર્વે જમવા બેઠા હતા. એવામાં લક્ષ્મી ભિખારણનું રૂપ લઇ બારણે આવ્યા, ને કાલાવાલા કરી પીવાનું પાણી માંગ્યું. વિષ્ણુએ ઘરનાને કહ્યું કે એતો જીવતી ડાકણ છે, માટે પાણી ન આપશો; પણ હાંકીને કાઢી મૂકો તે પ્રમાણે પેલીને મારીને કહાડવા માંડી; ત્યારે ભિખારણે ઝોળીમાંથી રત્ન જડિત પ્યાલું કહાડી કહ્યું કે પાણી પાઓ તો આ આપી દઉં. પેલા બ્રાહ્મણે પાણી પાઇ પ્યાલું લીધું. ભિખારણે બીજાં સારાં સારાં વાસણ કહાડી કહ્યું કે પેલા સાધુને કહાડી મૂકો તો આ બધાં આપી દઉં. આથી બ્રાહ્મણે સાધુને કહ્યું કે—હમારે ગામ જવું છે, માટે તમે જાવ; પણ સાધુએ જવા ના પાડી. લક્ષ્મીજીના કહેવાથી બ્રાહ્મણે સાધુને મારવા માંડયો કે બન્ને અલોપ થઇ ગયાં. વિષ્ણુએ લક્ષ્મીજીને કહ્યું કે તારી વાત ખરી છે. કળિયુગમાં મારા કરતાં તારૂં મહાત્મ મોટું

છે. વૈષ્ણવો લક્ષ્મીને આદિમાયા જગત્ જનની સમજે છે.)

કમળા કેશવ–(સં) લક્ષ્મીજીના પતિ.

( કેશવ-સારા કેશવાળા ભગવાન)

सप्तपुरी–(સં.) પ્રાચીન સાત નગરી.

(અયોધ્યા, મથુરા, હરદ્વાર, કાશી, કાંચી (દક્ષિણમાં), ઉજ્જયિની ને દ્વારામતી.)

सार–શ્રેષ્ઠ, ઉત્તમ.

तनया–(સં)–તન્ ફેલાવવું+યા–જનાર) શરીરમાંથી ફેલાઈને જનાર, પુત્રી, છોકરી, દિકરી.

('તનય'માં 'ય'–જવું, જનાર છોકરો, દિકરો, પુત્ર.

उदे थवुं–પેદા થવું ઉગવું, જન્મવું.

त्रिभुवन तारण–(સં.) સ્વર્ગ મૃત્યુને પાતાળને તારનાર.

वर–પરણવા યોગ્ય છોકરો કે પુરુષ, પતિ કે ધણી, તપ કરવાથી જે ફળ પ્રાપ્ત થાય તે, વરદાન, પ્રસન્નતાનું ફળ, શુભાશિષ.

हावे–હવે.

अंगीकार–(સં.) સ્વીકારવું, કબુલવું.

पेर–પ્રકાર, રીત, તજવીજ, જુગતી, સ્થિતિ, હાલત, હદ, જમરૂખ, જામફળ.

नोतर–નોતરવું, તેડવું, નિમંત્રણ કરવું.

पटराणि–માનિતી રાણી, મુખ્ય રાણી.

शोक्यनुं साल–શોક્યનું લક્કડ

એક પુરુષને બે સ્ત્રી હોય તો તે સામસામી શોક્ય કહેવાય છે.)

कटाक्ष–(સં.) પ્રેમભરી વાંકી નજરે જોવું તે, નેન અદા, કરડી નજર.

पातळियो–(સં)પ્ર+તનુ ઉપરથી નાજુકને જરા પાતળા ઘાટવાળો રૂપાળો પુરુષ.

दधितनया—(सं.) उदधि—समुद्र +तनया) સમુદ્રની છોકરી તે લક્ષ્મીજી.

गणपति—(सं) गण—ટોળું+पति વેદના મંત્રોના ટોળાંનો પતિ, ગણનાયક, ગજાનન, શંભુપુત્ર (શિવ પાર્વતીનો વડો પુત્ર. ગણપતિ, અંબા, શિવ, વિષ્ણુ ને સૂર્ય એ પાંચ પંચાયતન દેવતા કહેવાય છે. સંકટનો નાશ કરનાર દેવ હોવાથી સર્વ કાર્યને આરંભે પૂજાય છે. જ્ઞાનનો વરદાતા છે. શિવના ગણોમાં મુખ્ય છે.

શિવ તપ કરવા નિકળ્યા ત્યારે પાર્વતીએ પુત્ર માગ્યો; શિવે કહ્યું તમે શક્તિ છો માટે પેદા કરી લેજો. શિવના ગયા પછી પાર્વતીએ પોતાના શરીરનો મેલ કહાડી એક પુત્ર ને એક પુત્રી બનાવ્યા. પુત્રતે ગણપતિ, ને પુત્રી તે ઉષા. નારદજીએ સ્વભાવ પ્રમાણે ભોળા શિવ આગળ જઇ કહ્યું કે 'તમેતો અહિંઆ તપ કરોછો, ને ઘેરતો છોકરાં રમેછે.' શિવ તરતજ ક્રોધાયમાન થઇ ઘેર આવ્યા; આ વખતે પાર્વતી સ્નાન કરતાં હતાં, ને બાળકો બારણું સાચવતાં હતાં. શિવને ઘરમાં જતા ગણપતિએ અટકાવ્યાથી માથું ઉડાવી દીધું. ને ઉષાતો જીવ લઇને નાઠી, તે મીઠાની કોઠીમાં છ દિવસ ભરાઇ રહી. માટે કન્યાઓ અલુણાં કે ગોરવ્રત આજે પણ ઉજવે છે.

ઘરમાં જતાં પાર્વતી પગે લાગ્યા. શિવે કહ્યું બાળક ક્યાંથી આણ્યાં ? પાર્વતી આગલી વાત યાદ આણવી, શિવે પુત્રનું ડોકું ઉડાવી દીધાનું કહ્યું. પાર્વતી આક્રંદ કરવા લાગ્યા, ત્યારે શિવે રસ્તે જતા એક દંતી હાથીનું ડોકું ઉડાવી લાવી

ચોંટાડી દીધુ. કદરૂપા થવાથી પાર્વતી કળકળવા લાગ્યા, ત્યારે શિવે કહ્યું જે સર્વ દેવોમાં એની પ્રથમ પૂજા થશે. કોઇ કહે છે ગણપતિ વિષ્ણુ સાથે લડ્યા, માટે શિવે ડોકુ ઉડાવી દીધું ને એકદંતી હાથીનું ડોકું પાર્વતીના શ્રાપના ભયથી ચોંટાડી દીધું.

એની સ્રીના નામ સિદ્ધિને બુદ્ધિ, આબન્ને વિશ્વરૂપની દિકરી હતી. એઓના લગ્ન માટે એવો ઠરાવ હતોકે જે એક દિવસમાં પૃથ્વી પ્રદક્ષિણા કરી વહેલો આવેતે બન્નેને વરે'. બીજા પુત્રજે કાર્તિકેય હતા તે પૃથ્વી પ્રદક્ષિણા કરવા નીકળી પડ્યા, પણ ગણપતિતો 'આ બે પૃથ્વીનું રૂપ છે' માટે માની પ્રદક્ષિણા કરી પરણી ગયા. કાર્તિકેય મોડા આવ્યા તે પરણ્યા વિના રહ્યા. ગણપતિના બે પુત્ર લાભ અને લક્ષ છે, વાહન ઉંદર છે. શરીર ગોરૂં ને ઠુંડાળું છે, મોંને સૂંઢ લાલ છે; કાન મોટા ને લાંબા છે, ચાર હાથ છે; તે દરેકમાં કમંડલ, લાડુ, માળા ને ફરશી છે. પિતાંબર પહેરે છે. ઉતાવળા લહિઆ છે, વ્યાસ જેટલું બોલે તેટલું ઝપાટાબંધ સારી રીતે લખી શકે છે. રાવણને ત્યાં ગોવાળનું કામ કરતા હતા. )

• કંકોતરી—(सं.) कुकुम—पत्रिका) મંગળ પત્રિકા, કંકુ છાંટેલી આમંત્રણ પત્રિકા.

સાર.

સતી સ્રીઓ પતિના સુખમાંજ પોતાનું સુખ સમજે છે; ને સત્ય પુરૂષો ધર્મદારાને માન આપી રીઝવે છે. આથી સતીઓ શોક્યના સાલને સાલ તરીકે બિલકુલ ગણતી

નથી. ધણીધણીઆણી વચ્ચે જબરૂં તૂત ઉભું કરી લડાવી મારવા નારદજી જેવા ખટ-પટ કરે, પણ જ્યાં ઉભય સંતુષ્ઠ હોય ત્યાં શું ચાલે? સ્ત્રીઓને સંસારમાં પરમ દુ:ખ શોક્યના સાલનું હોય છે, તેજ દુ:ખ નારદજીએ કૃષ્ણ આગળ લાવી ખડું કર્યું, પણ ધારેલા હેતુમાં ફાવ્યા નહિ.

પાઠ ૭૩ મો

ઉદ્યોગ કરો.

સાધ્ય–(સં.) સધાય કે મેળ-વાય એવું.

'વાવ્યા વિના લણાય નહિ'–ખેતરમાં બી વાવી મહે-નત કર્યા વિના પાક એકઠો કરાય નહિ.

પાશ્ચિમાત્ય–(સં.) પશ્ચિમનું. (ઉલટો શબ્દ 'પ્રાચ્ય' કે 'પૌરસ્ત્ય' એટલે પૂર્વનું છે.)

વિચારક–(સં.) ઉંડા વિચાર કરનાર, તત્વ જ્ઞાની.

તારીફ–(અ. તઅરિફ) વખાણ, શાબાશી.

વ્યક્તિ-(સં.) એકજણ, એક-ત્વ, એક પણું દર્શાવનાર છે. (ઘણી 'વ્યક્તિ' થી સમાજ કે 'સમષ્ઠિ' બને છે)

સાર.

'મનહર છંદ'

'ઉદ્યમથી એકઠો હજારને હઠાવી દીએ,
'ઉદ્યમથી ધનધાન્ય ધાર્યું મેળવાય છે;
'ઉદ્યમથી રાજ અધિકાર કાંઈ દૂર નથી,
'ઉદ્યમથી વશ દેવ દાનવ કરાય છે;
'ઉદ્યમથી વિપત્તિઓ તરત વેરાઇ જાય,
ઉદ્યમીઓ ધૂળમાંથી સોનું શોધી જાય છે;

"ઉદ્યમને અરે બાળ જાણું તું
તો કામ કામધેનું,
ચિંતવ્યા પ્રમાણે લાભ
અપાર પમાય છે.

બુદ્ધિની ખિલવણી, મોટાઈ, માનસિક અને શારીરિક અને આરોગ્ય તથા દ્રવ્યાદિ સુખનાં સાધન ઉદ્યોગથીજ મેળવાય છે.

લોખંડાદિ ધાતુઓ પણ વપરાયા વિના કટાઇને નાશ પામે છે, તો પાણીના પરપોટા જેવા દેહને નાશપામતાં શી વાર લાગે ?

હાલ આપણે જે જે સુખો ભોગવીએ છીએ, તે સઘળાનાં સાધન ઉદ્યોગી જનોએજ બનાવેલાં છે.

કોઈ પણ ઉદ્યોગ એવો જોઇએ કે જેથી આપણને તથા અન્યને લાભ થાય.

જેમ સત્યવિનાં જગતના સઘળા વ્યવહારમાં અંધાધુની વ્યાપી રહે છે, તેમ ઉદ્યોગ વિના સઘળો વ્યવહાર પાંગળો-ને મુડદાલ બની જાય છે.

ઉદ્યોગી જનોનેજ પ્રભુ મદદ કરે છે.

સિંહ જેવા બળવાનના મોંમાં પણ ઉદ્યોગ વિના ખોરાક જતો નથી, તો નિર્બળનું કાર્ય ઉદ્યોગ વિના શી રીતે થાય ?

'ઉદ્યમ ઉદ્યમ ઉદ્યમ વળી,
અદકો સૌથી આપ;
કર્મ બિચારૂં બાપડું,
ઉદ્યમ પૂર પ્રતાપ.'

## પાઠ ૭૪મો

## પીવાની વસ્તુઓ,

### ભાગ ૧ લો

સ્નાયુ—(સં.) માંસના તંતુ, શરીરના બંધનરૂપ મોટી નાડ, બારીક શિરા.

શારીરિક તંતુઓ—( સં. ) દેહમાં રહેલા તંતુઓ, જ્ઞાન તંતુઓ.

શિરા–(સં.) શરીર માંહેની લોહીની નસ.

ગૅસ–(અં.) ગ્યાસ, વાયુ.

વકી–(અ. વાકિઅ) વક્કી, સંભવ, જોગ, ધારણા, અંદાજ લાગ,

## પાઠ ૭૫મો

## પીવાની વસ્તુઓ,

## ભાગ ૨ જો.

પેય–(સં.) પીવા યોગ્ય, પાન કરવા લાયક.

કોકો–(અં.) (આ. કાહવો) નાળિયેરીને મળતું ઉષ્ણ કટિબંધમાં થતું એક ઝાડ અને તેનાં બી (ચાહની પેઠે કોકોનો ભૂકો ઉકાળી ઘણા જણ પીએ છે.)

સ્ફુર્તિ–(સં.) સ્ફુરણા, ભાન, વિકાસ.

'થીન'–(અં.) ચાહમાંનું તેલી તત્ત્વ.

તારુણ્ય–(સં.) જુવાની, જુવાનપણું.

## સાર

પ્રાણિ માત્રને માટે પીવાની કુદરતી ચીજો પાણીને દૂધ એ બેજ છે.

સારૂં પીવાનું પાણી સ્વચ્છ, ચળકતું, ને કોઇપણ જાતના સ્વાદ વગરનું કે ગંધ વગરનું, તથા રંગ વગરનું હોય છે. ટુંકમાં પાણીની વરાળ કરીને જે પાણી બને છે તેજ પાણી સારૂં છે.

નિરોગી ગાય કે બકરીનું તાજું ને ભેળસેળ વિનાનું દૂધ ઉત્તમ છે. ભેંસનું દૂધ * પચવામાં જરા ભારે પડતું ને તામસી પ્રકૃતિવાળું તથા આળસ લાવનાર છે.

દારૂ, તાડી પીનારનું ભાન જરા વારમાં નાશ પામે છે; મનુષ્ય

તરીકેની ઉત્તમ શક્તિ જે વિચાર કરવાની શક્તિ છે, તે નષ્ટ થતાં મનુષ્યપણું નાશ પામે છે. આથીજ હિંદુ ને ઇસ્લામી ધર્મમાં દારૂ પીવાની ખાસ મના કરેલી છે.

ચાહ, કૉફિ, ને કોકો ગરમ પીણાં છે; સોડા, લેમન, રાસ્બરી, જીંજર સ્વાદિષ્ઠ પીણાં હોઇ સહેજ રેચક છે. શરબત ઠંડુ પીણું છે. આ સઘળાં પીણાં સ્ફુર્તિ આણે છે ખરાં પરંતુ તે ક્ષણિક આણે છે. તેથી તેની અસર નષ્ટ થતાં નિર્બળતા અનુભવાય છે. મોટાં શહેરો ને કસ્બાઓમાં દારૂ તાડીના પીઠાની પેઠે હોટલો કોઇ હજારો લોકો પીણાં પી આરોગ્યતા બગાડે છે; ને રોગોની સ્ફુર્તિ આણે છે.

## પાઠ ૭૬મો

## તમારા કામની તમે કાળજી રાખો.

જોગવાઇ–સગવડ, તજવીજ, સવડતા.

ઉપલકીઉં–(સં. ઉપલક્ષક) ઉપરથી કરેલું, વેઠ જેવું કરેલું, કાળજી વિના કરેલું.

લેવાવું–શરીરે સુકાવું, ફીકા પડી જવું, લુંટાવું.

કોડ–(સં. ગોષ્ટ) ઢોરો બાંધવા ની જગ્યા.

(સં. 'કોડય'–કારીગર લોકોને બેસીને કામ કરવાની જગ્યા તે કોડ)

(સં. 'કૌતુક'–લહાવો, હોંશ, ઉત્સાહ, ભાવ, ઉમેદ, ઇચ્છા ને કોડ.)

અડાવવું–અતિશય ખાવું, ઝપડાવવું, ધુસાડવું.

સાર.

'જાત વિનાની જાત્રા ખોટી'. 'પારકી આશ, સદા નિરાશ'. 'હૈયું બાળવા કરતાં હાથ બાળવા સારા'.

'આપ સમાન બળ નહિ, ને મેઘ સમાન જળ નહિ'.

'આપ મુઆ વિના સ્વર્ગે ન જવાય'.

આ સઘળી કહેવતો બતાવી આપે છે કે-જે કામ જાતે ન કરતાં બીજા પાસે કરાવીએ તો ઉલટું નુકસાન થાય છે. માટે દરેક જણે પોતાના કામની કાળજી રાખવાની છે; જાતે ન થાય તો જાતે કર્યા જેવી દેખરેખ રાખવાની છે.

પાઠ ૭૭ મો

કપૂર.

આરતી-(સં.) આરાત્રિક, દેવને પગથી માથા સુધી ઘી ને કપૂરના દીવાનું દર્શન સાતવાર કરાવવું તે.

અચિઉં-મોટું ઢેકું, ચોસલું, આડ, હરકત.

સંધિવા-દેહના સાંધા ઝલાવા કે રહી જવાનો રોગ.

શૂળ-વાંકો ખીલો, ચુંક, કાંટો, પેટનું ભારે દુખણું.

મલમ-(અ૦ મરહમ) ચામડીના રોગ પર લગાડવાની ઘી ચરબી તેલ કે મીણ, ભેળી બનાવેલી દવા.

મંજન-(સં.) માંજવું, દાંત સાફ કરવાને દાતણને બદલે ઉપયોગમાં લેવાતો ભૂકો.

અર્ક-(સં) અરક, પ્રવાહી સત્વ કે તત્વ.

સાર.

કપૂરનાં ઝાડ ૫૦ વર્ષ ઉપરાંતનો થાય છે ત્યારે કપૂર કહાડવાને લાયક ગણાય છે. જાપાનમાં તો ૧૦૦ વર્ષના

ઝાડ કપૂર કહાડવાને લાયક ગણાય છે.

ચીન, જાપાન, સુમાત્રા, મલાયા, હિંદ ને સિલોનમાં પાંચહજાર ફીટની ઊંચાઈવાળો પ્રદેશ, તથા ફાર્મોસા, જાવા, જેમેકા, વેસ્ટઈંડિઝ, મોરિશિયસ, તથા મદીરામાં કપૂરનાં ઝાડો ઉગે છે.

કપૂર કહાડવા માટે ઝાડના દરેક ભાગના ઝીણા કકડા કરી યંત્રમાં ભરી ધીમે તાપે તપાવી ગરમ કરતાં જે વરાળ નીકળે છે તેને ઠારવામાં આવ્યાથી કપૂરનાં ગચિયાં બંધાય છે.

ચરક અને સુશ્રુતસંહિતાના વૈદિક ગ્રંથો જોતાં જણાય છે કે હિંદમાં અસલ કપૂર થતું નહોતું. તેરમી સદી આગમચ નેપાળ, ટિપેરી, ને ચિતાગોંગના ભાગમાં થતું કપૂર ચિનાઇ શહેનશાહને હિંદના રાજાઓ સલામતી તરીકે મોકલતા હતા.

હિંદમાં કપૂરની ત્રણ જાત જાણીતી છે; (૧) ભિમસેની કે બરાસ કપૂર, (૨) પત્રી કપૂર, (૩) ચિનાઇ કપૂર. સુમાત્રાના કાંઠા પર આવેલા બરાસ નામના ગામ ઉપરથી બરાસ કપૂર કહેવાય છે; પત્રી કપૂર પાંદડાંમાંથી બનાવાય છે, બરાસકપૂર કરતાં પત્રીકપૂર જરા હલકું હોય છે.

ચીનમાંથી આવતા પાકા કપૂરને ચિનાઇ કપૂર કહે છે. સુખડના તેલની માફક કપૂરના લાકડાના કકડાને ઉકાળી કપૂરનું પણ તેલ જાપાનમાં કહડાય છે. દરેક ભાગમાં જુદી જુદી રીતે કપૂર કહડાય છે. પરંતુ રબ્બરની માફક કપૂરના ઝાડ ઉપર કાપ પાડી જે કપૂર કહડાય છે તે સારૂં ગણાય છે,

એક ઝાડમાંથી વરસ દહાડે ૩ રતલ કપૂર નીકળે છે. મેલું કપૂર ૧૧૨ રતલ સુધી નીકળે છે.

કપૂરનું ઝાડ તજના વર્ગનું છે. છાલ બહારથી ખરબચડી પણ અંદરથી લીસી હોય છે, ડાળીઓ ઊભીજ વધે છે; ઝાડ પુષ્ટ થતાં મોર આવે છે, ને ફળ વટાણા જેવડાં બંધાય છે, ફળના ગરની સુગંધ પણ લવંતા કે કપૂર મિશ્ર જેવી હોય છે.

કપૂર પાણીમાં ઓગળતું નથી, માત્ર પાસ કે પટ લાગે છે; સાથે જો થોડી સાકર નાંખી હોય તો ઓગળી જાય છે.

કપૂરને ઉપયોગમાં લેતાં પહેલાં જે તે દેશમાં ચોકખું કરવું પડે છે, હિંદમાં પણ મુંબઇ, ને દિલ્હીમાં ચોકખું કરાય છે.

કપૂર ઉડી ન જાય માટે સાથે ધોળાં મરી રાખવામાં આવેછે.

કપૂર સફેદ મેલા કાચ જેવું, કડવું તીખું, ને ઠંડુ હોવા સાથે કફ, કૃમિ, ને સંધીવા તથા હાંફણ, ગરમીનાં ચાઠાં, દુર્ગંધ ને જખમ મટાડવાના કામમાં વપરાય છે.

વસ્ત્ર, કાગળ વિગેરેમાં રાખવાથી ઉધઇ લાગતી નથી. દેવોની આરતીમાં સુગંધી ખાતર વપરાય છે.

## પાઠ ૭૮ મો

## આકાશ ગંગા.

એરિસ્ટોટલ–(અં૦) મહાન્ ગ્રીક વિદ્વાન.

(એનો જન્મ ઇ. સ. પૂ. ૩૮૪માં મેસિડોનિયામાં થયો હતો. ૧૭ વર્ષની વય થતાં માતા પિતા મરણ પામવાથી અન્ય સગાંઓની દેખરેખ તળે

કેળવણી લેતાં મોજ મઝામાં પડી સર્વ દોલત ઉડાવી દીધી; ને લશ્કરી ખાતામાં પહેલવહેલી નોકરી લીધી. પણ સ્વભાવને અનુકુળ એ નોકરી ન લાગવાથી દેવને પ્રશ્ન પૂછવા ડેલ્ફી ગયો. ત્યાંથી જવાબ મેળવ્યો કે 'પદાર્થ જ્ઞાન શાસ્ત્રનો અભ્યાસ કરવો;' આ વખતે ૧૮ વર્ષની વય હતી. એથેન્સમાં જઇ સોક્રેટીસના ચેલાઓનાં ભાષણ સાંભળ્યાં. પછી પ્લેટોના હાથ તળે શિક્ષણ લેવા માંડયું. પાસે પુંજી ન હોવાથી સાથે ગાંધીવટું પણ કરવા માંડયું વિદ્યાના શોખને લીધે નિંદ્રા પણ ઓછી લેવા માંડી. પ્લેટોના વિચારને એ મળતો ન હોતો; પણ સલાહ લેવા તો ખાસ જતોજ. દશ વર્ષ આમ ગુજાર્યા પછી પ્લેટોની પાઠશાળા છોડી દીધી; આથી પ્લેટો ક્રોધે ભરાયો.

એથીનીયનોએ એને મેસીડોનીયામાં ફીલીપના દરબારમાં એલચી તરીકે મોકલ્યો; ત્યાં ઘણો કાળ ગાળી પાછા આવતાં પ્લેટોની જગ્યાએ અન્ય ગુરૂ આવવાથી પોતે પ્લેટોના શીખેલા વિચાર વિરૂદ્ધ શિક્ષણ આપવા લાગ્યો. પદાર્થવિજ્ઞાન શાસ્ત્ર ને રાજનીતિમાં કુશળ હોવાથી ફીલીપે સિકંદરના શિક્ષક તરીકે ઇ. સ. પૂ. ૩૪૨ માં આણી રાખ્યો. પદાર્થ વિજ્ઞાન શાસ્ત્રથી એનો ગરમ મિજાજ નરમ પડયો હતો.

એની આવડતથી ખુશ થઈ ફીલીપે એનું વતન જે 'સ્ટેગાઇરા' લડાઇથી નાશ પામ્યું હતું; તે પાછું શણગાર્યું ને ત્યાંનાં વતનીઓને ગુલામ બનાવ્યા હતા, તેમને છુટા-

પણ આપ્યું. આથી લોકો એના ઉપર ફીદા ફીદા થઇ ગયા.

એણે એક પાઠશાળા પણ સ્થાપી હતી; ને દેશપરદેશના વિદ્વાનોને આશ્રય પણ આપ-વાથી સિકંદરે ખુશ થઇ ઉપ-યોગી સાહિત્ય લાવી આપવા પાછળ બે લાખ પૌંડ ખરચ્યા હતા. એણે સિદ્ધ પદાર્થ તથા માનસિક શાસ્ત્ર ઉપર ગ્રંથો પ્રકટ કર્યાથી એની કીર્તિ દેશ દેશાંતર પ્રસરી; પણ એ વાત સિકંદરના માની સ્વભાવને ન ગમવાથી એ રણખંડમાં આવતી વખતે સિકંદરે એના ઉપર પત્ર લખ્યો તેમાં જણાવ્યું કે–'તમે ગ્રંથો પ્રકટ કરવામાં સારૂં કર્યું નથી, કેમકે જે વિદ્યા તમે મને શીખવેલી તે બહાર પાડી દીધી છે? તો પછી મારી શ્રેષ્ઠતા શી રીતે રહે? હું સત્તામાં જેવો શ્રેષ્ઠ છું, તેવો દરેક બાબતમાં રહેવા માગું છું.' આના ઉત્ત-રમાં એણે લખ્યું હતું કે–'મેં જ્ઞાન બહાર પાડયું છે ખરૂં; પણ તેની રીત અને મર્મ બહાર પાડયાં નથી, એટલે લોકો સમજવાને શક્તિમાન થશે નહિ.' પણ સિકંદરનું મન સંતોષાયું નહિ; એનો ભત્રીજો પણ સિકંદર સાથે એની પાસેજ ભણ્યો હતો, તે પણ સિકંદરની વિરૂદ્ધ હતો; તેનું તે. સિકંદરે કાશળ કઢાડયું. આથી એરિસ્ટોટલ ઘણોજ ક્રોધાયમાન થયો, પણ પણ શું કરે? અધુરામાં પુરૂં એને માથે ઝેર બનાવવાનો આરોપ આવ્યો, એટલે એટા-રનીઆના દરબારમાં ચાલ્યો ગયો; ને ત્યાંના રાજાની બેન સાથે પરણ્યો. ત્યાં યાહુદી બેર પાસેથી ઘણું જાણવાનું મળ્યું.

છેવટ કલેજાના દર્દથી પીડાઇ ૭૭ વર્ષની વયે મૃત્યુ પામ્યો. એને એક પુત્ર ને એક પુત્રી હતાં.)

ધવલ–(સં.) ધોળું, સફેદ, સ્વચ્છ, શુભ્ર.

ગૅલિલીઓ–(અં૦) ઇટલીનો મહાન ખગોળશાસ્ત્રી.

(ઇ. સ ૧૫૬૪માં ઇટલિમાં ખાનદાન કુટુંબમાં જનમ્યો હતો. ગણિત શાસ્ત્રમાં ૨૪ વર્ષની વયે પ્રવીણતા મેળવી શિક્ષકની જગ્યા લીધી. એને જણાયું કે એરિસ્ટોટલના વિચાર સત્ય છે, પણ લોકો સમજ્યા નથી; તેથી એણે તે સમજાવવા માંડયા.

એણે નાનું દુર્બીન બનાવી શોધી કહાડયું કે–'સૂર્ય ફરતો નથી, પણ પૃથ્વી વિગેરે ગ્રહો ફરે છે'. આજ મુજબ કોપર નિકસે જાહેર કર્યું હતું, તેને આથી પુષ્ટી આવી પણ વિદ્વાનોમાં રૂઢિ અને વિચાર જે જડ ઘાલી બેઠા હતાં તે ખસેડાયાં નહિ તેથી એની વાત કોઇએ સાચી માની નહિ. ઉલટો નાસ્તિક ગણી કહાડી કેદ કરવામાં આવ્યો. સભા સન્મુખ બળાત્કારે લખાવી લીધું કે સૂર્ય જ ફરે છે; પૃથ્વી વિગેરે સ્થિર છે એ ખરૂં. પણ તેજ વેળા શુદ્ધ લાગણીથી પોકારી દીધુ કે ખરૂં તો સૂર્ય સ્થિર છે; ને પૃથ્વી વિગેરે ફરે છે. આથી એને નજર કેદ રાખવામાં આવ્યો. ત્યાં એણે દુર્બીનમાં ઘણાં ફેરફાર કર્યા પણ આંખે અપંગ થવાથી ને બહેરાંપાણું આવી જવાથી ઝાઝું કરી શકયો નહિ. ઇ. સ. ૧૬૩૮ થી બેચેનીનું દર્દ લાગુ પડયાથી વિચારમાં ને વિચારમાં ૧૬૪૨માં મરણ

પામ્યો એણે ગુરૂત્વાકર્ષણના સંબંધમાં પ્રયોગથી સિદ્ધ કર્યું હતું કે–'પદાર્થ હલકો કે ભારે હોય, તોપણ તેની દરેક રજકણ પર પૃથ્વી સરખા બળથી આકર્ષણ કરે છે; અને તેમાં જેમ રજકણો વધારે હશે, તેમ તેના પર ગુરૂત્વાકર્ષણ બળ વધારે થશે'.

સિદ્ધાન્ત–( સં. ) ઠરાવ, નિશ્ચય, સાબિત કરેલો નિયમ.

સ્વર્ગંગા–(સં. સ્વર્–સ્વર્ગ) સ્વર્ગગંગા.

સર–( અં. ) બહાદુરીનો ખિતાબ.

(સં. શર–બાણ, ફા. સર–માથું. અં. ઉપર લખ્યો તે. એકંદર સરોવર, બાણ, માથું, મુદ્દલ × મુદ્દતનો ગુણાકાર, મુખ્ય, ઉપરી, પ્રમાણે, રૂએ, શૂરવીર.)

સર વિલિયમ હર્શલ–(અં.) યૂરેનસ ગ્રહનો શોધનાર.

સંઘટ્ટ–(સં.)સજ્જડ આવેલું, ભીડાએલું, સારી રીતે એકંદર થએલું.

જ્યોતિર્માળા–(સં.) ગગનસ્થ તેજસ્વી સૂર્ય ચંદ્ર નક્ષત્ર વિગેરેની માળા.

પરિમિત–(પરિ+મિત માપવું) ચોગરદમથી માપી શકાય એટલું.

## સાર.

"શિયાળામાં આકાશગંગા ઉત્તર દક્ષિણ સડક રૂપે સારી રીતે જણાય છે. આકાશગંગામાં ઓછામાં ઓછા બે કરોડ ને બે લાખ તારાઓ છે; અને દરેક તારો સૂર્ય જેવો હોવાથી દરેકની આસપાસ ૫૦ ગ્રહો ફરે છે. આથી આકાશગંગાના કુલે તારા કેટલા થાય ? આતો માત્ર વિશ્વનો એક ભાગછે. આકાશમાં જણાતી આકાશગંગા સિવાય બીજી આકાશગંગાઓ દૂર છે. તે ઉપરાંત નેબ્યુલા નામે ઓળ-

ખાલી આંખી આકાશગંગાઓ ૩૦૦૦ છે. તેઓમાંના ૨૦૦૦ નેબ્યુલાને જો આકાશગંગાના કદના ગણીએ તો તેમાં ચાર ખર્વ ને ૬૮ કરોડ સૂર્ય માય છે; ત્યારે તારા તથા ગ્રહો કેટલા [illegible] ? નેબ્યુલા પણ જગત્‌ના [illegible] ભાગ છે. અને આ નેબ્યુલાની હદ ઓળંગી જતાં પણ બીજા તારા વિનાના નેબ્યુલા જણાયા છે. તે કદમાં અતિ મોટામાં મોટા છે; જેમાં એકના સૂર્ય કરતાં બાવીસ પરાર્ધ ગણા મોટા છે. આ હિસાબે આપણી જ્યોતિર્માળા દરિયા કિનારા પરની રેતીના એક કણ જેવી જણાય તે કંઇ ખોટું નથી. પ્રભુની સૃષ્ટિની કેવી નિઃસીમ અવર્ણનીય બલિહારી છે ? પ્રભુ ? પ્રભુ ? પ્રભુ ? ખરેખર અક્રુરજીએ ગાયું તે બરાબર છે કેઃ-

[ દેશી [illegible] ]

'જેમ ઉંબરના [illegible] ફળ બહુ,
'તે ફળના [illegible] ન લહુ;
'એકેક ફળમાં [illegible] નવ ખંડ,
'તે ફળને [illegible] બ્રહ્માંડ.
ખંડખંડના [illegible] ખતા નથી,
'પ્રભુ તારી [illegible] ગતિ;
'ધુલરના [illegible] છે વિચાર,
'છે આ બ્રહ્માંડ [illegible] સંસાર,
'અંતર મધ્યે [illegible] જો ચડે,
'બીજા ખંડમાં [illegible] તે ભૂલો પડે;
'તે ફળમાં સ્વર્ગ મૃત્યુ પાતાળ,
'ઉત્પત્તિ, [illegible], લય તેમાં કાળ,
તે ભૂલા [illegible] ઉંબરમાં પડ્યા,
તે બ્રહ્મને શું જાણે જીવડા;
'ભાગે ધુલર [illegible] નિસરે,
'પછે આ બ્રહ્માંડ અવલોકન કરે,
'દેખ સૂર્ય [illegible] પૃથ્વી આકાશ
ફળ બ્રહ્માંડ [illegible] પામ્યું નાશ;
પૃથ્વી ધુલરના પ્રાણી હુંય,
અક્રુર કહે સ્વામી સમજું શુંય,

અનંત ઘુઘર ફળી અનંત,
'એકેકા ફળમાં કોટિ જંત;
તેમ પૃથ્વીમાં હું પામર પ્રાણી;
માયા બંધે હું બાંધ્યોછોં તાણી.

## પાઠ ૭૨ મો

### તુલસી વિવાહઃ લગ્ન મંડપ

ચતુર્ભુજ–(સં) ચાર હાથ વાળા ભગવાન.

ચોરી–(સં. ચૌરી) ચોરવું, ચોરનો ધંધો, વેદી, લગ્ન, વેદિકા.

('ચોરીનું ચંડાળે જાય'–બીન હક્કે–લુંટથી કે છાનામાના લઈ લીધું હોય તેનો સદુપયોગ થતો નથી.

'ચોરી બાંધવી'–વરકન્યાને પરણવા બેસવાને ચારે ખૂણે ધાતુ કે માટીના સાત સાત વાસણ એકપર એક ગોઠવી જે ચોરસ મંડપ બનાવાય તે, નવરંગી બાંધવી.

'ચોરીમાંથી દાંત કચરડવા'–લગ્ન થતાં વેંતજ અણુમનાવ થવો તે.

'ચોરીમાંથી રંડાપો'–લગ્ન થયા પછી તુર્તજ કે લગ્ન થતાં થતાં અનિષ્ટ થવું તે, શરૂઆતથી બગડવું તે, વેપાર માંડતાંજ દેવાળું.)

ઘુંઘટ–(સં. ગુઠન) મોં ઢંકાય તેમ માથા ઉપરનો છેડો તાણી બનાવેલો ઘુમ્મટ, ઘુંઘટો, ઘુમટો.

('ઘુંઘટો તાણવો'–મોં ઢાંકવું, લાજ કાઢવી.)

મંગળ–(સં. મંગલ) આનંદનું, હરખનું, શુભકામ, ખુશાલીનાં ગીત, હરખનો અવસર, જશ, ફતેહ, મોજમઝા, એ નામનો વાર, એ નામનો ગ્રહ.

સ્વસ્તિ વાચન–(સં સુ+અસ્તિ–સ્વીકાર, આશીર્વાદ+વાચનં) આરંભનાં માંગલિક વાક્યો,

શુભ કાર્યને આરંભે વિઘ્નની શાંતિ માટે બ્રાહ્મણો પાસે સારૂં કહેવરાવવું તે.

માંહ્યરં–માહેરૂં, લગ્ન મંડપમાં વરકન્યા માટે કરેલી છત્રીવાળી બેઠક, ચોરી–માંયરૂં.

માનુની–(સં. માનિની) માનવાળી સ્ત્રી.

અંતરપટ–( સં. અંતર+પટ ) વસ્ત્રનો આંતરો, પડદો.

વિધિ–(સં.) બ્રહ્મદેવ, પ્રજાપતિ, ભાગ્યદેવતા, દૈવ, પ્રકાર, રીતિ, શાસ્ત્ર પ્રમાણ, ધારો, સંસ્કાર.

મંગલાષ્ટક–(સં.) કલ્યાણાત્મક શ્લોકોનું મંડળ, શુભ કાર્યની સમાપ્તિમાં દેવાના આશીશના શ્લોકો.

સપ્ત ઋષિ–(સં.) મરીચિ–અત્રિ-અંગિરસ-પુલસ્ત્ય–પુલહ ક્રતુને વસિષ્ઠ મળી સાત, આકાશમાં સાત તારાનું ઝુમખું. (મરીચિ–ભૃગુના પુત્રને કશ્યપના પિતા, બ્રહ્માના દશ પુત્રમાંના એક.

અત્રિ–ચંદ્ર, દત્તાત્રેય ને દુર્વાસાના પિતા.

અંગિરસ–બૃહસ્પતિના પિતા, એ કુબડા ને કુરૂપ હતા.

પુલસ્ત્ય–રાવણ તથા કુબેરના પિતામહ, એ કેદારેશ્વર આગળ યોગાભ્યાસ કરતા હતા. એણે એક સ્મૃતિ તથા એક જ્યોતિષનો ને એક વ્રતનો એમ ત્રણ ગ્રંથ બનાવ્યા છે.

પુલહ–બ્રહ્માની નાભિમાંથી પેદા થએલા ઋષિ

ક્રતુ–બ્રહ્માનો માનસ પુત્ર

વસિષ્ઠ–૧ મા પાઠમાં વાત આવી ગઈ છે.

દક્ષ–(સં.) ચતુર, પ્રવીણ, આવડતવાળું, એક પ્રજાપતિ (દક્ષકન્યા–સતીપાર્વતી.)

છેડો–હદ, ખુલાસો, મથાળું, નાકું, મોત, કપડાના બેઉ

છેલ્લાભાગ, પાલવ, પડદો, અંતરપટ

(છેડો કાઢવો—લાજ કાઢવી, પાર કે અંતલાવવો

છેડાછોડવો—છોડીદેવું, ફાર ગતી આપવી.

છેડો ઝાલવો—શરણ લેવું, મુદ્દા માલ સાથે પકડાવું.

છેડો પકડવો—છેડો ઝાલવો.

છેડો ફાડવો—છુટા પડવું,સ્ત્રી પુરૂષે લગ્ન સંબંધમાંથી છુટી જવું.

છેડો પાથરવો—નમ્ર થઇ માગવું.

છેડો મૂકવો—તજવું, રોવાનું બંધ કરાવવું.

છેડો વાળવો—ઘુંઘટામાં લાંબે ઘાંટે રડવું, અંત આણવો.

છેડો તાણવો—સ્ત્રી જાતિને અટકચાળું કરવું, લાજકાઢવી

છેડો શોધવો—અંત શોધી કાઢવો.

છેડા ગાંઠવા—વધુવરનાં વસ્ત્રો ના છેડા એકબીજા સાથે ગાંઠવા, પરણવું.

છેડા બાંધવા—વધુવરે એક બીજાનાં વસ્ત્રના છેડા બાંધી લઇ એકત્ર કરવાં.

છેડે ગાંઠવાળવા—કાનપકડવો, યાદ રાખવું.

છેડે બાંધવું—સાથે રાખવું.

છેડે બાંધીને લઇ જવું—સાથે લઇને સ્વર્ગમાં જવું, અકીર્તિ લઇ જવી.

છુટે છેડે—છોકરાં કે સામાન ન હોય એમ, એકાકી,

છડે છાંટ—છડી સવારીએ, બે ફિકર.

માથે છેડો નાંખવો—નિર્લજ્જ થઇ જવું

મંગળફેરા—પરણતાં વરકન્યાએ સપ્તપદીએ ફરવું તે, વર કન્યા એ અગ્નિની ચાર વખત પ્રદક્ષિણાં કરવી તે.

(મંગળફેરા ફરવા—પરણવું)

કપિલા—(સ) ભુખરા કે પીળા બદામી કે તદ્દન એક રંગની ગાય

(કપિલાછઠ બાર વરસે એક વાર આવે—સારો પ્રસંગ લાંબે વખતે આવે છે. વળી 'કપિલાષષ્ઠી' બાર વરસની અવધે આવે છે કેમકે ભાદરવોમાસ, વદપક્ષ, છઠનો દહાડો, હસ્ત નક્ષત્ર, વ્યતીપાત,ને મંગળવાર આ છ વાનાનાં જોગવાળો દિવસ આવતાં વાર લાગે છે. એ દિવસે બ્રાહ્મણોને કપિલાનું દાન આપવાનો મોટો મહિમા છે.)

સાવધાન—(સં.)સાવચેત, સાવધ, સચેતન, ધ્યાનવાળું.

વાડવ—(સં.) બ્રાહ્મણ, વિપ્ર, ભૂદેવ, દ્વિજ.

ધ્રુવ—(સં.) પૃથ્વી જે કલ્પિત આંસ કે છેડા ઉપર પશ્ચિમથી પૂર્વ તરફ ફરે છે તે બે છેડા ઉત્તર ધ્રુવ ને દક્ષિણ ધ્રુવ, ઉત્તર દિશા તરફ ક્ષિતિજથી સહેજ ઉંચે જે અચળ તારો જણાય છે તે. ઉત્તાનપાદ રાજાનો વિષ્ણુભક્ત પુત્ર. જ્યોતિષમાં બારમો યોગ્ય અચળ, નડગે એવું.

(ઉત્તાનપાદ રાજાનો પુત્ર—એની માતાનું નામ સુરતી ને ધણીનું માન નહોતું. ધ્રુવ પાંચ વરસનો હતો ત્યારે એક દિવસ સભામાં પોતાના સાવકા ભાઈને પિતાના ખોળામાં બેઠેલો જોઈ પોતે પણ બેસવા ગયો એ વેળા સાવકી માતાએ મહેણું માર્યું કે—તને પિતાના ખોળામાં બેસવાનો હકક નથી; જો જોઇતો હોય તો મારે પેટે જન્મ લે. આથી ધ્રુવને ઘણું લાગી આવ્યું; તુરતજ માતાની આજ્ઞા લઇ વનમાં તપ કરવા

ગયો. રસ્તામાં નારદજી મળ્યા તેણે ઘર આગળ પાછો જવા બહુ સમજાવ્યો. પણ માન્યું નહિ. ત્યારે નારદે કહ્યું કે– મધુવનમાં જઇ જમનાજીમાં સ્નાન કરી જપ માંડવાથી છ માસમાં વિષ્ણુ મળશે; સાથે સાથે 'ૐ નમો ભગવતે વાસુદેવાય' એ દ્વાદશાક્ષરી મંત્રનો જપ કરજે. એ પ્રમાણે કરતાં વિષ્ણુ મળ્યા; ને ધ્રુવે વિષ્ણુનીજ સેવા કરવાનો વર માગ્યો. વિષ્ણુએ કહ્યું કે– તારાં માત પિતા વાટ જુએ છે, તેનું દુઃખ ટાળવા ઘેર જઇ છત્રીસ હજાર વર્ષ રાજ કરજે; પછી તારે માટે હું વિમાન મોકલીશ–આથી એ ઘેર આવ્યો. એટલે નારદજીના કહ્યાથી પિતાએ ગાદીએ બેસાડયો. અહલ્યા નામની સ્ત્રીને તથા ઈંદ્રની પુત્રીને પરણ્યો. મુદ્દત થતાં વિમાન આવવાથી વૈકુંઠે ગયો. એની અચળતાથી ધ્રુવના તારા તરીકે ઓળખાય છે.)

સોહે–શોભે.

મીંઢળ–( સં. મદન–પ્રીતિ–કામદેવ) મિંઢળ, મદનફળ, (વરકન્યા વચ્ચે પ્રીતિ પેદા કરે માટે જમણા હાથના કાંડા ઉપર એ ફળ બંધાય છે.)

દંપતિ–(સં. દંપતિ) વરકન્યાનું જોડું, જાયાપતિ.

નરખી–નિરખી, જોઈ.

વધાવવું–વર્ષાવવું, માંગલિક પદાર્થ છાંટવા.

ઈશ–(સં.) દેવ.

શેષ–(સં.) એ નામનો નાગનો રાજા, અનંતાનું સ્વરૂપ (પ્રલય કાળને વિષે વિષ્ણુ નારાયણ રૂપે એના ઉપર શયન કરે છે. એ પાતાળના પ્રદેશનો અધિપતી છે. એણે રામાવતારમાં

લક્ષ્મણનો ને કૃષ્ણાવતારમાં બળરામનો અવતાર લીધો હતો. અગિઆર રૂદ્રમાંનો સંકર્ષણ તે એ છે)

શારદા– સ.) સરસ્વતીમાતા, બ્રહ્માનાં પુત્રી

(સર્વ પ્રકારની વાણી અને વિદ્યાઓની અધિષ્ઠાતદેવી એણે સંસ્કૃત વાણી ઉત્પન્ન કરી છે. એ સ્ફટિક વર્ણે છે. એને ચાર હાથને કપાળે ચંદ્ર છે. એક હાથમાં વીણા, એકમાં કમળ, એકમાં પાત્ર, ને એકમાં કાગળનું ઓળિયું છે. અથવા કોઈ મતે વીણા, કમળ, પાશ, ને અંકુશ છે. એ હંસ ઉપર ને કોઇ વાર મોર ઉપર સ્વારી કરે છે.)

વામવુ–ઓછું કરવું, કમીકરવું, ઘટાડવું, મટવું, શમી જવું.

સાર

હિંદુઓમાં મહાન પવિત્રદાન તરીકે કન્યાદાન મનાય છે. તેથી એ પ્રસંગે જે જે ક્રિયાઓ થાય છે; તે તે ક્રિયાઓમાં લગ્ન મંડપની સાદીપણ પુર ઉત્સાહથી કરેલી દિવ્યનેભવ્ય રચનાં, તથા સગાં સંબંધીઓની કાર્ય દક્ષતા, ને અંતિમ શક્તિના સાર રૂપે ધારણ કરેલાં વસ્ત્રો ને આભુષણો; તથા વધુવરે ને તેમના માતપિતાએ ધારણ કરેલો પવિત્ર પણ પુર ઉત્સાહી પોષાક, ને ક્રિયા કરાવનાર ભૂદેવોના મંગળાષ્ટકાદિ પવિત્ર મંગળોચ્ચાર; તથા વાજીંત્ર સાથે નારીઓનાં મંગળગીતો ને શુદ્ધ પવિત્ર વિધિઓ ખરેખર સ્વર્ગનુંજ ભાન કરાવે છે. સાથે સાથે કન્યાદાનની પાછળ અપાતાં બીજાં દાનોથી મનુષ્યજન્મની સાર્થકતા સિદ્ધ થતી હોવાનું પણ જણાઇ આવે છે. ખરેખર કન્યા

વળાવતાં તેના વાલીનું દિલ કહેતું જણાય છે કે–

'આખેર કન્યાધન પારકું છે,
'તેને વળાવી ધણિઘેર આજે;
'આત્મા થયો આ મુજ શુદ્ધ જંપી,
'માલીકને થાપણ જેમ સોંપી.

## પાઠ ૮૦ મો.

## બીજાંની મનોદશા વિચારો

મનોદશા–(સં.)મનની હાલત, માનસિક સ્થિતિ.
ટુકડી–મોટા સમુદાયનો એક નાનો ભાગ, ટોળી, જથો, વર્ગ,
શ્રેય–(સં.) કલ્યાણ.
ધર્મજ્ઞાની–(સં.)ધર્મ જાણનાર.

### સાર.

બીજાંની મનોદશા વિચારી, તેના પ્રત્યે કરવાના કર્મથી તેને જે અસર થવાની તેનો ખ્યાલ કરી જરૂર પડે સ્વાર્થ ત્યાગ કરવો એજ ગૃહસ્થનું લક્ષણ ને ભૂષણ છે.

સામાના સુખના ભોગથી આપણને જે સુખ મળતું હોય તે ન ભોગવવું એજ નીતિનું પ્રથમ પગથીઉં છે.

'आत्म वत् सर्व भूतेषु'

સમજી સર્વ પ્રાણી તરફ જે જુએ છે તેજ ખરૂં જુએ છે.

પોતાનો આત્મા ના કહેતો હોય તે ન કરવામાં જ પોતાનું ને દુનિયાનું શ્રેય રહેલું છે, ક્ષણભંગુર દેહના ક્ષણિક સુખાર્થે સામાના આત્માને દુભવવો એમાંજ પોતાની ને દુનિયાની પડતી સમાએલી છે.

મનુષ્ય તરીકેનું ખરેખરૂં કર્તવ્ય જાણવાનું સાધન નથી ધર્મગુરૂઓ, કે નથી ધર્મનાં પુસ્તકો, કે નથી મનના ઉંડા વિચારો, ત્યારે છે શું ? ફક્ત

પોતાનું અંતઃકરણ એજ ખરેખરૂં સાધન છે. તેથી કોઇપણ કાર્ય કરતાં એને એટલુંજ પૂછવાનું જે આ કાર્ય મારા પરજ કોઇ કરે તો શું થાય? એનો જે જવાબ આવે તેજ ખરૂં કે ખોટું કર્તવ્ય છે,

## પાઠ ૮૧ મો

### અર્થનો અનર્થ ન કરશો

ફિલસુફ-(અં.) તત્વજ્ઞાની, મન અને પદાર્થના ધર્મ કે ગુણ શોધનાર.

પ્રવૃત્તિમાન્=(સં) ઉદ્યોગવાળો-ળી-ળું.

પ્રવૃત્ત-(સં) ચાલુ, ચાલતું, પ્રવૃત્તિમાં મચેલું.

ધમધમાવવું-ધમકી આપવી, ખીજવવું, ધ્રુજાવી નાંખવું, જોરથી કામ ચલાવવું, ધમધમ થાય એમ કરવું.

ધૃષ્ટતા-(સં.) નિર્લજ્જપણું

કારસ્તાન-(ફા. કાર+દસ્તાન) પોતાને ખબર ન પડતાં ઉભો કરેલો પ્રપંચ, તરકટ, લુચ્ચાઇનું કામ.

ઠંડા પેટે-વગર ગભરાયે, નિરાંતે, ધીરે રહીને.

અસલ=સીધું, સ્વાભાવિક, સાચું, નિખાલસ.

સાર

કોઇપણ કાર્યનો હેતુ સમજ્યા વિના ઉતાવળ કરી કરવાથી લાભને બદલે ઉલટી હાનિજ થાય છે.

'ઉતાવળા સો બાવરા, ધીરા સો ગંભીર' જણાવે છે કે-બાવરા ન બનતાં ગંભીર બનો કે જેથી કરવા માંડેલું કાર્ય જરા પણ ન બગડતાં સારી રીતે થવાથી આનંદ થવા સાથે ઉમંગ વધ્યા જાય છે.

## પાઠ ૮૨ મો

## અભિમાની પોતાનો નાશ પોતે કરે છે.

આખ્યાયિકા-(સં.) વાત, કથા, વૃત્તાંત.

શાલ્મલિ-( સં. ) સમળાનું ઝાડ.

શાખા-(સં.) ડાળી.

ભગવન્-(સં.) સંપૂર્ણ ભાગ્યવાન, ભગવાન.

વિપરીત-(સં.) ઉલટું.

વીફરવું-ફાટવું, શૂર ચઢવું, ધસવું, બહેકવું, મિજાજ ખોવો.

વિકાર-(સં.) બિગાડ, વ્યાધિ, ગુણરૂપની વિપરીતતા,

શાલ-(સં. શલ્ય ) નડતલ, ઓઢવાનું ઉનનું કીમતી વસ્ત્ર.

ગર્વિષ્ઠ-(સં.)અતિશય ગર્વથી ભરેલું.

અવગણના-(સં.) તિરસ્કાર, તુચ્છકાર.

પ્રભાવ-(સં.) પ્રતાપ, અસર રૂઆબ.

### સાર.

શારીરિક બળવાળા કરતાં બુદ્ધિબળવાળા પોતાને બળવાન સમજી અભિમાની બની જઈ વૈર બાંધતાં કે મિથ્યા ખડાઇ કરતાં જરાએ અચકાતા નથી. પણ જ્યારે સામાના પ્રતાપથી પોતેજ પોતાનો નાશ કરી શરમાવાનો પ્રસંગ લાવે છે, ત્યારે તેઓને પોતાની ભૂલ સમજાય છે.

ખરેખર મોટા ને ડાહ્યા માણસો જે ભૂલ કરે છે, તે મોટી ને ડહાપણ ભરેલીજ કરે છે, કે કોઇથી સુધરેજ નહિ.

श्री १।

# " श्रीकृष्ण चरित्र बोध "

## गजल ताल धमाल.

कृष्ण घर नंदके आये सितारा हो तो ऐसा हो;
करें सब प्रेमसे दर्शन दुलारा हो तो ऐसा हो.
बकासुरको मसल डारा पूतना जानसे मारी;
कंसको केशसे खेंचा खिलारा हो तो ऐसा हो.
कूद पानीके अंदरसे नागको नाथ कर लाये;
चरण फण फणपे धरके नचारा हो तो ऐसा हो.
तीर जमुनाके जा करके बजाई बंसरी मोहन;
चली घर छोड व्रजनारी पियारा हो तो ऐसा हो.
रचाई रास कुंजनमें मनोहर रुप बन करके;
देव दर्शनको चल आये दिदारा हो तो ऐसा हो.
गये जब छोड गोकुलको नहीं फिर लोट कर आये;
सखी रोती रही बनमें किनारा हो तो ऐसा हो.
पुरी द्वारामती जाकर महल सोनेके बनवाये;
हजारो रानीयां व्याही पसारा हो तो ऐसा हो.
कुरु पांडव लडे रणमें जीत अर्जुनकी करवाई;
बचाई लाज द्रुपदीकी सहारा हो तो ऐसा हो.
उतारा भार भूमिका सिधाये धाम अपनेको;
वो ब्रह्मानंद दुनियांसे नियारा हो तो ऐसा हो.

× × × ×

आदो देवकी देवगर्भजननं गोपीगृहे वर्धनम् ।
माया पुतन जीवताप हरणं गोवर्धनधारणम् ॥
कंसच्छेदनं कौरवादिहननं कुंतीसुताः पालनम् ।
एतत् श्रीमद् भागवत् पुराण कथीतं श्रीकृष्णलीलामृतम् ॥

---

## ॥ श्रीराम चरित्र ने बोध ॥

### गजल ताल धमाल.

राम दशरथके घर जन्मे घराना हो तो ऐसा हो;
लोक दर्शनको चल आये सुहाना हो तो ऐसा हो.
यज्ञके काम करनेको मुनीश्वर ले गया बनमें;
उडाये शीश दैत्यनके निशाना हो तो ऐसा हो.
धनुषको जायकर तोडा जनककी राजधानीमें;
भूप सब मनमें शरमाये लजाना हो तो ऐसा हो.
पिताकी मानके आज्ञा राम बनको चले जबही;
न छोडा संग सीताने जनाना हो तो ऐसा हो.
सीताको ले गया रावण बनाकर वेष जोगीका;
कराया नाश सब अपना दिवाना हो तो ऐसा हो.
प्रीत सुग्रीवसे करके गिराया बाणसे वाली;
दिलाई नार फिर उसकी यराना हो तो ऐसा हो.
गया हनुमान सीताकी खबर लेनेको लंकामें;
जलाकरके नगर आया सियाना हो तो ऐसा हो.

बांध सेतु समुंदरमें उतारा पार सेनाको;
मिटाया वंश रावणका हराना हो तो ऐसा हो.
राज्य देकर बिभिषणको अयोध्या लोटकर आये;
वो ब्रह्मानंद बल अपना दिखाना हो तो ऐसा हो.

**एकश्लोकी रामायण.**

आदौ राम तपोवनादि गमनं हत्वा मृगं काञ्चनं
वैदेहीहरणं जटायुमरणं सुग्रीव संभाषणं ।
वालीनिर्दलनं समुद्रतरणं लंकापुरी दाहनं
पश्चाद्रावण कुंभकर्ण हननं चैतद्धि रामायणं ॥१॥



## ॥ श्री शिव चरित्र ने बोध ॥

**गजल ताल धमाल.**

सदाशिव सर्व वरदाता दिगंबर हो तो ऐसा हो;
हरे सब दुःख भक्तनके दयाकर हो तो ऐसा हो.
शिखर कैलासके उपर कल्पतरुवोंकी छायमें;
रमे नित संग गिरिजाके रमणघर हो तो ऐसा हो.
शीशपर गंगकी धारा सुहावे भालमें लोचन;
कला मस्तकमें चंदरकी मनोहर हो तो ऐसा हो.
भयंकर जहर जब निकला क्षीर सागरके मंथनसे;
धरा कंठमें पीकर विषंभर हो तो ऐसा हो.

शिरोंको काटकर अप किया जब होम रावणने;
दिया सब राज्य दुनियां । दिलावर हो तो ऐसा हो.
किया नंदीने जा बनमें कठिन तप कालके डरमें;
बनाया खास गण अपन. अमर कर हो तो ऐसा हो.
बनाया बीच सागरमें तीनपुर दैत्य सेनाने;
उडाया एकही शरने त्रिपुर हर हो तो ऐसा हो.
दक्षके यज्ञमें जाकर तजी जब देह गिरिजाने;
किया सब ध्वंस पलमनमें भयंकर हो तो ऐसा हो.
देवनर दैत्यगण सारे जपे नित नाम शंकरका;
वो ब्रह्मानंद दुनियामें उजागर हो तो ऐसा हो.

× × × ×

कैलाश राणा शिवचंद्रमौली फणींद्र माथा मुकुटीं झलाली ।
कारुण्यसिंधु भव दु:खहारी तुज वीण शंभो मज कोण तारी ॥



## ॥ श्री प्रभु महिमा ने बोध ॥

### गजल ताल धमाल.

प्रभु सबमें समाया है समाना हो तो ऐसा हो;
करी सब विश्वकी रचना रचाना हो तो ऐसा हो.
बिना सामान बाहिरके बिना हथियारके कोइ;
बनाये हैं भुवन सारे बनाना हो तो ऐसा हो.

बीजसें देहकी पैदा बदनसें बीजका होना;
चलाया चक्र दुनियांका चलाना हो तो ऐसा हो.
कोइ पातालके नीचे बसाये जीव भूतलमें;
कोइ आकाशके उपर बसाना हो तो ऐसा हो.
चांद सूरज वा तारोंके फिरें आकाशमें मंडल;
बिना आधारके कोइ फिराना हो तो ऐसा हो.
बनाई देह मानुषकी दिये सब भोगके साधन;
बिना उपकारके करुणा निधाना हो तो ऐसा हो.
चराचर सर्व जीवनकी करे नित पालना पोषण;
सकल संसारका मालिक कहाना हो तो ऐसा हो.
जगतके आदिसे पहले रहे मौजूद आखिरमें;
पिता संसार सारेका पुराणा हो तो ऐसा हो.
शरणमें जीव जो आवे मिटें सब जाल मायाके;
वो ब्रह्मानंद बंधनसे छुडाना हो तो एसा हो.

× × × ×

त्वमेव माता च पिता त्वमेव त्वमेव बंधुश्च सखा त्वमेव ।
त्वमेव विद्या द्रविणं त्वमेव त्वमेव सर्वं मम देवदेव ॥
कायेन वाचा मनसेन्द्रियैर्वा बुद्ध्यात्मना वा प्रकृतेः स्वभावात् ।
करोमि यद्यत्सकलं परस्मै परात्परायेति समर्पयामि ॥



"ત્રિભાષી વાચનમાળાનાં પુસ્તકોની સમજુતીઓ"



| | | | |
|---|---|---|---|
| પહેલા | પુસ્તકની | સમજુતી | ૦-૧-૬ |
| બીજા | " | " | ૦-૩-૬ |
| ત્રીજા | " | " | ૦-૫-૦ |
| ચોથા | " | " | ૦-૭-૦ |
| પાંચમા | " | " | ૦-૯-૦ |
| છઠ્ઠા | " | " | ( છપાય છે. ) |

મારફત—

પ્રેમદાસ કલ્યાણદાસ.

મુ૰ કમેર—જી૰ સુરત.

સ્ટેશન સાયણ.